૭૦૨૯

# ગુલાંમી બાઝાર.

(એક વાર્તા.)

લખનાર તથા પ્રગટ કરનાર,

મેહેરવાંન બેજનજી ઘડીઆલી.

મુંબઈ.



ધી 'શમસેર' પ્રેસમાં છાપ્યું છે.

કીંમત રૂ. ૧॥

# ચબની આરમર પ્લેટની
## તીજોરીઓ.
### અખંડ વાલેલી વગર સાંધાની




**ચબની લોખંડની પેટીઓ, ચબના પે-ટંટ તાળાં કલો, વ-ગેરે કીફાયતે મળશે.**

"Medium Quality cheap Padlocks" ચબના દીદ, રાઈતીંગ, પેપર, કેશ, તથા ડીબોક્ષીસ વગેરે પણ મળશે.

હમારે ત્યાં **જોન જોન્સના** બાનુઓ તથા ગ્રહસ્થોને વાપરવા લાયકનાં શુનાં તથા રૂપાનાં ઘડીયાલો, શુનાનાં છેરાઓ, ફોટો પેનશાલો, ચાર્મેશ વગેરે મળશે.

ચબની **જુએલ સેફ** મખમલ જડેલી મેહોગનીની કબાટ. સાથે ભાવ ઘણાજ મધ્યમ રાખ્યા છે.

**એદલજી પેશતનજી.**

**ચબસ બોક્ષ અને લોક માટે.**

નાકડ૭ પારસી બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

# ખરશેદજી મનચેરજી ભેશાનીઆ.

**રેશમી કાપડના વેપારી.**

**નાં. ૧૧૭ જુની પોલીશ કોરટ, હોરનબી રોડ, મુંબઇ.**

હું નીચે શહી કરનાર માહરા માનપુર્વક કદરદાંન ઘરાકો તેમજ શાહબાનું અને ગ્રહસ્થોને જણાવાની રજા લેવું છું કે મારો પોતીકો ચીનાઇ, જેપાનીશ, ફ્રેંચ, વેલાતી વગેરે જથાબંધ તથા છુટક **રેશમી સુતરાઉ** તથા **ગરમ** કાંપડનો ધંધો મારી ખાશ દેખરેખ અને કારભાર હેઠલ જુની પોલીશ કોર્ટવાળા મકાનમા **નવી તહરશના માલ** અને ગોઠવણુ શાથે ચાલે છે.

દર મેલે **નવી તહરાનુ રેશમી કાપડ** તથા ભેટ આપવા લાયક સુંદર ચાંદીકામ આવે છે.

જીક કસબ વગેરે માટે કાબેલ ઊશતાદો રાખ્યા છે

☞ **બાહારગામના ઓદ્દરોપર પુરતુ ધ્યાન આપવામા આવે છે, અને મંગાવેલો માલ વેલ્યુ પેબલથી મોકલવામાં આવે છે, નમુનાઓ જોઈતી ચીજના પુરા પાડવામાં આવે છે.**

ખરશેદજી મનચેરજી ભેશાનીઆ.

# ડા૦ મેહરજીભાઈ રૂસતમજી શેઠના.




**પંદર વરસના** અનુભવવાળા **આંખના** ડાકટર, જેવણુ લંડનની રોયલ **ઓફ્થેલમીક** આસ્પીટલની સરટીફીકેટ ધરાવે છે **તેવણુ** પોતાની ખેતવાડીની ઑફીસમાં નવામાં નવી જણાયલી **રેટીનાસ્કોપી** નામની રીતથી **આંખ** તપાસી ઘણા ઉંચા વેલાતી પથ્થરના ચશ્મા લાગુ પાડે છે. **મેલાપનો વખત: ૧૧ થી ૧ અને ૩ થી ૫.**

બાહારગામવાળાઓના ઓરડર ઉપર પણ ધ્યાન આપવામાં આવશે.

ડા૦ **મે. રૂ. શેઠનાનું** ☞ **ઑ-રીડાઈન** ☜ કાનના હરેક પ્રકારના દરદોનો **રામબાન ઈલાજ** છે. કાનના ગમે તેવાં દરદો, જેવાં કે **મેલ, દુખારો, રસી, પરૂ** તથા કાનમાં થતા **આવાજો** અને **બેહેરપણુ** આ દવાથી ઘણાજ જલદી આરામ આપી દુખ દફે થાય છે. **શીશી ૧ ની કીંમત રૂ. ૧**

મલવાનું ઠેકાણું મે૦ કેંપનીકું૦, **એદલજી** બ્રધર્સ સીવાય બીજા જાણીતા દવા વેચનારાઓ પાસેથી મલશે.

☞ ખરાબમાં ખરાબ **આંટણનો** અકસીર મલમ કીંમત રૂ ૧)

**ડા૦ મેહેરજીભાઈ રૂસતમજી શેઠ**નાના દવાખાનામાંથી મલશે.

**ઠે૦:** ખેતવાડી, મુંબઇ.

# તમારા માનીતા અને જાણીતા.

**બ્યુટીચારમને સદા યાદ કરજો!** કાંય કે **એથી તમારો ચેહેરો** સુંદર થાય છે. ગોરો ગોલાબી ચેહેરો, **ખુબસુરત** દીપતી મુગત, **સુવાંળી** મખમલ જેવી ચાંમડી બેમીસાલ ગોરી ગરદન, રૂપાળા પોચા નરમ **હાથ અને** ખીલેલી બહારદાર જુવાની વગર તમો ખુબસુરત કેમ કહેવાઓ! એમ **કહીએ કે** સ્ત્રી જાતનાં અંગ સણગારની જણસની ટીપ આ બ્યુટીચારમ વગર **અધુરી તો તે** ખોટું નથી. જવાન અબળાઓ જેમ એનાપર પ્રસન છે **તેમ ઉમરે** પુગેલી બાઈઓ ખુબસુરતી ટકી રાખવાને એની મદદ લે છે **અને વરૂધ ઉમરે** પુગેલી બાનુઓ મદદગાર તરીકે એને પોતાની કાગે રાખે છે. **ચાંમડીપર પડી** આવતા ડાઘ, ખરબચડી થયલી ચાંમડી, ખીલ અને કાળાં ધાબાં જે **ઘણી સ્ત્રીઓનાં** સુંદર છોકને એબ લગાડે છે તે એથી દુર થાય છે. **એની આબેહુબ નકલ થઇ** છે, કારણ કે એના ગુણ જણાઇ ચુકા છે તેથી નકલ કરનારાઓ **ભોળી પ્રજા પર** લાભ લેવાને ચુકયા નથી. કીમત રૂ ૧--૬.

**ફ્લોરલ હેર દુશ**-આજકાલ લોકને તો એજ પસંદ **પડતું છે.** કાળા લાંબા ગુંચદાર પોચા સુવાળા બાલથી ભરેલું માથું જો ન **હોય તો** બાઈઓ તમારી ખુબસુરતી ને કેટલી ઝાંખ લાગે? ખુબસુરતીને ઝળક **આપવાને** બાલ તો કુદરતી આભુષણ છે, તેને જાળવવાને ફ્લોરલ હેર દુશ **એક અગતયની** ખોટ પુરી પાડે છે. એમાં બાલ વધારવાના, તેને ચળકતા અને **સુવાળા** કરવાના તથા ઝાંખ અને ખોરો દુર કરી માથાં અને મગજને ઠંડક **આપવાના** ખાશ ગુણો સાથ માથાંમાં સુગંધી ફુલોનો પમરાટ કરી દે છે. વેલાયતમાં બનાવેલું છે અને સુગંધમાં તેમજ બાલનું રક્ષણ કરવાના ગુણોમાં **એની જોડી** નથીજ. કીમત રૂ ૧--૬.

**પકા રૂસમાં**-આ નવોજ પાઉડર ચાંમડીને ખરાબ **કરયા વીના** નકામા બાલને દુર કરવાને બહુજ કીમતી અને અકસીર છે. **કીમત રૂ ૧--૨**

**ડોડસ કેપીલારાય**-માથાંના બાલને ચીકાસની જરૂર **હોય તો** આ તેલ ઘણુંજ કીમતી છે. એ કદી ચમરાતું નથી, ખુશબોથી **ભરપુર છે** અને સુકાઈ જતાં તાળકને હમેશાં નરમ અને ભીનું રાખે છે. **કીમત રૂ ૧--૪.**

**લેવીનસ લાઈસ લોશન**-માથાંમાં પડી આવતી **જુનો નાશ** કરવાને આ લોશનની જોડી નથી. કીમત રૂ ૧--૪.

ગોકળદાસ તેજપાળ આસપીટલની સામે **માદન સનસની કુo**

**કરનાકરોડ—મુંબઈ.**

# ફેંટા! ફેંટા!! ફેંટા!!!

**હમારા ફેંટા ખરીદવાથી પાછલથી થતા ફાયદા. હમો વગર દાંમ લેવે હમારા ફેંટા સાફ કરી આપીએ છીએ એજ હમો હમારા ગ્રહાકોની સેવા બજાવીએ છીએ.**




હમોને આસરો આપનારા સાહેબોનો હમો બાર બાર ઉપકાર માનીએ છઇએ ને હવે પછીના આપનારા સાહેબોનોબી.

સુધારા તથા વધારા સાથે થોરે નફે બોહોલું વેચાંન, હમારી જાતી મેહેનતની પીછાંન વાંચો જો હોવ કદાંન.

ખાસ કરીને બાંમ બ. રયોરતી સાહેબોને માંનપુર્વક અરજ કરવામાં આવે છે જે હમોએ વલાતના નામીચા કારખાંનાવાલાઓને વધુ દાંમ આપી ફેંટાઓના બાબમાં સુધારો તથા વધારો કરી ખાસ ઓરડરનો માલ મંગાવયો છે, જે ખુદ નજરો નજર જોવાથીજ ખાતરી થસે.

" ભાઇ હોરમજી જમશેદજી મુલ્લાએ જયારથી ફેંટા વેચવાનો ધંધો માંડયો છે. ત્યારથી હું મારે માટે તથા મારા છોકરાઓને માટે એવડ નનાજ ફેંટા ખરીદ કરૂં છું. એ ફેંટા સખ્ત, સેજા સોભીતા, સગવા ભરેલા અને પેહરવામાં વાપરવા લાયક છે અને તેમાંના સારા માલની અ બલામણ લખી આપતાં મને ખુશી ઉપજે છે."

**લા૦ કેખુશરો નવરોજી કાબરાજી.**

**ઠેકાણું—** ચરનીવારી જુની સુનાપોરની ગલીની સાંમે, મુંબઈ.

**હોરમજી જમશેદજી મુલ્લાં, પરસીયન હેટર.**

આ લખત કે જેની સરતો નીચે મુજબ છે તે એક તરફ મુંબઈ વરલી કલીવલાંડ હીલ દાદરના પારસી રહેવાસીઓ બાટલીવાળાની કુાં૦ જેઓ કોલેરાની ખાસ દવા નામે 'કોલેરલ'ના બનાવનાર છે તે એક તરફ અને બીજી તરફ મુંબઇના સરવે ગરીબ લોકો વચે થયલું છે. આ લખત કરવાનું કારણ એ છે જે કોલેરાની દવા કોલેરોલ જેબી ગરીબ માણસ ઉપલી બાટલીવાળાની કુાં૦ પાસેથી આજથી છ મહીનામાં મંગાવશે તેને મફત આપવામાં આવશે. અને તે સાથે એકજ સરત ફકત કરવામાં આવશે કે 'કોલેરોલ' કેવી રીતે વાપરવું તે વીશેની સમજણ નમુનાની મફત બાટલી સાથે આપેલી છે તેજ પ્રમાણે વાપરવું જેથી જેઓ વાપરે તેઓ તેનો પુરતો લાભ મેળવે. આ લખત બાટલીવાળાની કુાં૦ ને કબુલ મંજુર છે સહી અને તેને વાસતે મજકુર કુંપનીએ આ લખતપર સહી કરી છે (સાક્ષી) **હો. લી. બાટલીવાળા.**

**બાટલીવાળાની કુંપની.**

વરલી તા૦ ૧ જુલાઈ ૧૮૯૮.

કોલેરોલની પુશ્કળ સરટીફીકેટો માંહેથી નીચે લખેલી સરટીફીકેટ વાંચવાની તસદી લેવી.

J. Chavis Esq. Superintendent Water Works. Bombay Municipality:—Lives of my Workmen who reside in the municipal Water Works Chawl at Chichpokli and attacked by cholera have been saved by Batliwalla & Co's "Cholerol". Its effect was marvellous. There was not a single case of failure.

## છેક દુર મધરાસથી એક અવાજ !!!

સી. ગ્રીન એસકવાયર મીઠાનાં અગરના માજી ઓફીસર અને હાલી રાજા વેન ગોપાળા બહાદુરના સેકરેટરી ૧૯ મી મે ૧૮૯૮ ને દીને લખે છે કે મને ૧૯ દીવસ વેર તાવ આવયો અને મારી દવા કરવા માટે બે વેલાતથી પસાર થયલા ડાકટરો આવતા હતા પણ મને કશો ફરક પડયો નહી. સેવટે મને બાટલીવાળા એગ્યુમીક્ષચર લેવાની ભલામણ થઇ અને તે થોડું લીધા પછીનો મારો તાવ ગયો છે અને તયાર પછીનો પાછો આવયો નથી. બાટલીવાળાની ટાઢીઆ તાવની ગોળીઓ અથવા મીક્ષચર અને બાટલીવાળાની કુાં૦નું કોલેરોલ દરેક ઠેકાણે વેચાય છે બાટલી ૧) ને ૩૧) જો મળવા અડચણ પડે તો ડાકટર બાટલીવાળાને વરલી દાદર મુંબઇ લખવું યા તાર કરવો. વેપારીઓને દીસકાઉંટ આપવવામાં આવશે.

હિંદ ભુમીના

એક

ભુજાયલા

ચેરાગ

મરહુમ ડૉકટર

કેખશરૂ નસરવાંનજી બાહાદુરજી એમ. ડી. (લંડન.)

ની

એક

ગંભીર યાદને

આ

પુસ્તક અર્પણ કરૂં છું.

મે. એ. ઘડીઆલી.

# અમુલ્ય પુસ્તકોની ભેટ

## કિંમત કે ટપાલ ખર્ચ કાંઈ નહિં.

ગુણ તેમ કિંમતથી પણ ખરેખર અમુલ્ય નીચે લખેલા પુસ્તકો પૈકી જે જેને જોઇતું હોય તેણે એકજ પુસ્તક મગાવવું જે તેને તેની કિંમત કે ટપાલખર્ચ કાંઇ પણ લીધા સિવાય મોકલી આપવામાં આવશે એકથી વધારે પુસ્તકની માગણી કરવી નહિં એમ અરજ કરવામાં આવે છે.

| | |
|---|---|
| કામશાસ્ત્ર | ગુજરાતી, બંગાલી, મરાઠી, તથા હિન્દી |
| મહિલામિત્ર | ગુજરાતી. |
| સ્વપ્નવિચાર | ,, |
| સંગીત જીવિત રક્ષક મણીવચન | ,, |
| બાળગર | ,, |
| લક્ષ્મણ મૂર્છા | મરાઠી. |
| સુવાસ | ગુજરાતી, મરાઠી હિન્દી. |

**વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.**

**આતંક નિગ્રહ ઔષધાલય.**

જામનગર, મુંબઇ, કલકત્તા.

# દીબાચો.

"No matter with what solemnities he may have been devoted upon the altar of slavery, the moment he touches the sacred soil of Britain, the altar and the god sink together in the dust and he stands redeemed regenerated, and disenthralled, by the irresistible genius of universal emancipation."—CURRAN.

"Pen is mightier than Sword" એ જાંણીતી કેહેવતને ઈંગલાંડ દેશની નામીચી લખનારી મીસીસ હરીયટ બીચર સ્ટોની ચુનંદી અને ભાગ્યશાલી કલમે આબેહુબ ખરી પાડી આપી છે.

ચાલુ સદીની અધવચમાં અમેરિકા ખંડના કેટલાક ભાગોમાં ગુલાંમી વેપાર જેવો જબુન ધંધો જે વખતે પુર બહારમાં ચાલતો હતો, તે દરમ્યાંન એ મરહુમ બાંનુંએ ત્યાં નજરે નજર જોયલા છાતી ફાડી નાખનારા બનાવોની વીગતો એકઠી કરી, એ વેપારનો એક સિહા ચીતાર નોવેલના આકારમાં ઇંગ્લાંડ દેશમાં પ્રસિધ્ધ કરી, દુન્યાના સર્વ ઇંગ્રેજી વાંચનારાંઓમાં મોટો હોહોકાર કરી મેળ્યો.

લખો નકલો ખપી જતાં અને આવૃત્તિઓ પાછળ આવૃત્તિઓ નીકળતાં દુન્યામાં સરવથી વધુ બોહોળો ફેલાવો પાંમી એ નોવેલે સુધરેલી દુન્યાને બેદરકારીની ગાફેલીમાંથી બેદાર કીધી, ઈંગ્લાડના ચુંનંદા વકતાઓને એ વેપાર સાંમે ધુળારો કરવા દોરવ્યા, અને દયાળુ બ્રિટીશ શરકારને તેની સાંમે સખ્ખત પગલાં ભરવાની ફરજ પાડી.

ખ્રિસ્તી ધરમના ઉપાધ્યાઓ એ વેપારની તરફેણમાં હતા. તેઓનું કે-હેવું એ હતું કે આ દુન્યામાં જન્મ પામતાં કાળા લોકોને તે કીરતારે ગોરી ચામડી ધરાવનાર આદમીઓની નોકરી બજાવવા માટે ઉતાર્યા હતા!

પાદરીઓનું આ કેહેવું સ્વાર્થી પ્રજાના ગળાંમાં સ્હેલથી ઉતર્યું, અને કાળી ચાંમડી ધરાવનાર અમેરિકન અને આફ્રિકનોને ઢોરોની માફક વાપડ-વાને સ્હેજ પણ આંચકી ખાધી નહીં.

બળવાંન પાદરી વર્ગ અને પ્રજા સાંમે લડવું એ માહા જોખમ ભરેલું કામ હોવા છતાં ઓસ્તવારીથી લડનારાઓ અંતે ફાવ્યા અને એ વેપાર લગભગ જડમેખથી ઉખડી ગયો, જો કે સદંતર તો નહીંજ, કારણ આફ્રિકાના કેટ-લાક ભાગોમાં આજે પણ એ વેપાર છુપી રીતે ચાલે છે, જે બાબદ વાંચનારે આ વાર્તા વાંચતી વખતે યાદ રાખવી એવી મારી અરજ છે.

આ પુસ્તક તે ઇંગ્રેજી નોવેલને આભારી છે માટે મારેથી એક 'નોવે-લીસ્ટ' તરીકે ખપવાનો દાવો થઇ શકે નહીં; પણ સરળ ભાષામાં, ગુજ-રાતી વાંચનારાંઓના કાંનને મધુરતા આપે એવા ચોક્કસ ફેરફારો સાથ પ્ર-જાની સેવામાં હાજર થવું એ કંઇ વદદન સ્હેલ કાંમ નથી.

"છટ! ઇંગરેજી પરથી લખાયલી છે!" એવું બોલી ઇંગરેજી પુસ્ત-કોના આધારે લખાયલાં ગુજરાતી પુસ્તકો તરફ તુચ્છકાર બતાવનારાઓ, ગુ-જરાતી સાહિત્યના દુશમનોજ ગણાશે, કારણ તેઓએ યાદ રાખવું કે ગુજ-રાતી સાહિત્યમાં ઘણાં ખરાં સઘળાં સારાં પુસ્તકો ઇંગરેજી નોવેલોનેજ આભારી છે.

સવાલો પુછાય છે કે અસલ (original) નોવેલો કાં નથી લખાતા?

જવાબમાં જાણવું કે ગુજરાતી વાંચનારી આલમ લખનારાઓની કદર બુજવામાં પછાત છે. અસલ લખાંણ કરવા માટે એક લખનારને, હાથ ધરેલાં

કાંમ માટે ઘણી બાબદોનો બારીક અભ્યાસ કરવો પડે, જેમ કરવા માટે વખતનો ભોગ, બિન હાંસલે, આપતાં કેમ પરવડે?

માટે જ્યાં સુધી વાંચક વર્ગ ગુજરાતી લખાંણોની પુરતી અને જેવી જોઇએ તેવી કદર નહીં પીછાંણે ત્યાં સુધી ઉમદા ઇંગરેજી નોવેલોને આધારે લખાયલાં પુસ્તકોજ ગણીમત ગણાય.

સેવટે આ પુસ્તક આગમજથી ખરીદનારાં બાનુઓ અને ગૃહસ્થોનો ખરાં દીલથી ઉપકાર માની ફુરસદને વખતે લખાયલું એક એક પુસ્તક દર વરસે બાહાર પાડી વાંચક વર્ગની સેવા બજાવવાની ઉમેદ સાથ આ દીબાચો ખતમ કરૂં છું.

દાદર,
તા૦ ૧ લી સપટેંબર
૧૮૯૮.

મેહેરવાંન બેજનજી વડીઆલી.

૭૦૨૬

બનામે ખુદા.

# ગુલામી બાઝાર

## પ્રકરણ ૧ લું

### સાદું!

અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં આવેલાં કેનટકી સંસ્થાનમાં આપણી વાર્તા જન્મ પામે છે.

ફેબરૂઆરી મહીનાની એક સરદ સાંજરે, ઉપલાં સંસ્થાનનાં ફ્રેંક ફોર્ટ શેહેરના આબરૂદાર લત્તાપર આવેલાં એક કુશાદે મકાનના પુર થયેરાથી સણગારેલાં દીવાનખાનામાં, બે ગ્રહસ્થો કંઇ ગંભીર ગુફતેગુમાં મશગુલ હતા.

સગવડને ખાતર આપણે એ બે શખસોને ગ્રહસ્થો કહી ગયા છીએ, તોપણ તેઓમાંના એક તરફ નજર ફેંકતા માલમ પડતું હતું કે તે એ માનભર્યા શબ્દને લાયક હતો નહીં. કદે ઠીંગણો, ભરેલો, ચેહેરે બેડોળ અને વિકાળ દેખાવનો આ શખસ, બેશક હલકી ઓલાદનો છતાં કુળવાંન તરીકે ખપવાની પેરવીમાં કઈંક વિચિત્ર ચાળાઓ અને આવ

ભાવ કરતો નજરે પડતો હતો, જે બેઢંગી હીલચાલ તેનાં ચેહેરા અને બદનની ખામીઓમાં એક વધુ એબને ઉમેરી તેના સાથીની નજર આગળ તેને એક ધીક્કારવા જોગ માણસ તરીકે રજુ કીધો હતો.

પોષાક પણ તેના સાધારણ દેખાવને જેબ દેતો હતો, કારણ જો કે તે કીંમતી અને ભપકાદાર હતો તે છતાં સારા 'ટેસ્ટ'ની ગેરહાજરીમાં બીલકુલ દીપતોજ ન હતો. તેના જાડા અને ખડબચડા હાથોની આંગળીઓપર અગણીત વીંટીઓ ઝલકતી હતી, જ્યારે લટકાવેલા ભારી સોનાના છેડાને દજન ચારએકની સંખ્યામાં કદે મોટા અને વજનદાર સિક્કાઓ પોરવેલા હતા કે જેઓને વાતચીત દરમ્યાંન ખખડાવાની તે હલકો પુરૂષ અતિ સંભાળ લેતો હતો!

ભાષા પણ વ્યાકરણના કાનુનોને શોભાવે એવી હતી; અને વારંવાર જે ચોક્કસ શબ્દો ઉચ્ચારવાની તે તસ્દી લેતો હતો, તે જોકે દરેક બાબદનું બારીક વર્ણન આપવાની હમારી ખાએશ છતાં અતરે ટપકાવવાને લલચાવે એવા નથી.

પ્રીય વાંચનાર! આ શખસને આપણે હેલીના નામથી ઓળખીશું.

તેની પાસે બેઠેલો તે મકાંનનો માલેક મી૦ શૅલબી પોતાના સાથીથી દરેક બાબદમાં જુદો પડતો હતો. તેનો દેખાવ, પોષાક, વાતચીત અને અદા એક ખરા ગ્રહસ્થને શોભાવે એવાં હતાં.

હેલી ખુશ મીજાજમાં હતો, જ્યારે મી૦ શૅલબી કંઇક શોકાતુર દીસતો હતો.

"આ શરતે એ બાબદનો હું છેડો લાવવા માંગું છું" શૅલબી ગમગીનીથી બોલ્યો.

"વેપાર કરવાની એ રીતી મને પસંદ નથી.—એ ધોરણે હું વેપાર કરવાને તૈયાર થાઉં નહીં" હેલી ટેબલ પર પડેલી બાટલીમાંથી શરાબ રેડતાં બોલ્યો.

"હું ખાતરી આપું છું ભાઈ હેલી" શૅલબી ઘણાજ ધીમે અવાજે બોલ્યો "કે આપણાં બજારમાં ટોમ જેવો ગુલામ મળવો મુશકીલ છે–આગલ વધી પ્રમાણીકપણે કહું તો એ ગુલામની જોડી મલવી મુશકીલ છે. પ્રમાણીક, ઉદયોગી, અને ચાળાક મારા એ વિશ્વાસુ ગુલામથી મને છુટું પડવા ગમતું નથી, તે છતાં તારૂં કરજ અદા કરવા માટે એ પગલું ભરવા પણ હું તૈયાર છું.

"ટોમ એટલો વિશ્વાસુ અને નીમકહલાલ છે એવું સમજી હું અત્યંત ખુશી છું" હેલી દારૂનું ગ્લાસ ઉથલાવતાં બોલ્યો: "પણ તે છતાં એ સાટું મને પરવડે એવું નથી."

"ત્યારે તારી શરતો શું છે?" શેલબીએ કચવાઈને પુછ્યું.

"એજ કે ટોમ સાથ કોઇ બીજો ગુલાંમ ઉમેરવામાં—"

હેલી જવાબ આપતાં ઉપલો વાકય પુરો કરે, તેટલાં તે સુંદર દીવાનખાનાનું બારણું ઉગડ્યું, અને કવોડરૂન નામે ઓળખાતી ગોરી ચાંમડી ધરાવનાર ખુબસુરત ગુલામ જાતનો, સુમારે પાંચથી છ વરસની વયનો, એક છોકરો દાખલ થયો.

મન હરી લે એવા તેના નાનકડા ચેહેરામાં ગોઠવાયલી બે ચળકતી આંખોના ઝળકાટે હેલીનું પેહેલ્લું ધ્યાન ખેંચ્યું.

સંભાળથી હોરેલાં તેના કાળા બાળના જુલફાંઓ, ગોરી દુધ જેવી ગરદનની શુદ્ધ સુફેદીમાં શુધ્ધ કાળાશનો આમેજ કરી તે રોનક-

દાર ગરદનને દીપાવી રહ્યાં હતાં, જ્યારે કારીગીરીથી તૈયાર કીધેલો એક બ્લુ રંગનો જબ્બો તેનાં પટલાં અને કોમલ બદનપર શોભી રહયો હતો.

તેના આવભાવમાં છોકરવન શરમાળપણું જો કે જોવામાં આવતું હતું, તે છતાં જે બીનધાસ્તીથી તે પોતાના શેઠ તરફ જોતો હતો તેપરથી અનુમાન કરી શકાય કે તે ગુલામ-છોકરો પોતાના ધણીનો સારો ચાહ અને લાડ મેળવવા પાંમ્યો હતો.

“ નાનાં હેરી ” શૅલબી તેને પોતા પાસે ખેંચતાં બોલ્યો “ આ ગ્રહસ્થ મારા એક દોસ્ત છેઃ એવણુને તારૂં ગાણું સંભળાવ. ”

ધણીનો હુકમ થતાંજ તે ભુલકાંએ પોતના સઘળાં નાનાં બળથી નાચવાનું શરૂ કરી, મધુર અને ખુલ્લા અવાજે ગાવા માંડયું.

શરાબની કેફમાં ચકચુર બનેલો હેલી, તેના રમુજી ચાળાઓ અને મીઠો અવાજ સાંભળી, ગાયણની લ્હેરમાં તાલી પાડતો, શાબાશીના સખુનો ઉચ્ચારવા લાગ્યો.

ગાયણ ખલાસ થતાં, નાચતાં લાગેલી થાક ઉતારવા હૅરી થોડો વખત થોભ્યો.

થોડી પળ વીતવા બાદ શૅલબીએ તે ભુલકાંના કાંનપર પડી કંઈ કહયું.

પણ તે બોલવાનું પુરૂ થાય તેટલાં એકાએક, તે ભુલકાંના આખા બદનના ચપળ અવયવોએ કદરૂપું અને બેડોલ રૂપ લીધું ! પીઠમાંથી ગોયા એક ખુંધ જન્મ પાંમી, અને મુખ ચીબું કરી, આંખો આગળ એક હાથનો ઓળો કરી, બીજે હાથે ખુણામાં પડેલી એક વોકીંગ

સ્ટીક લઈ તેપર ટેક્યો. આસપાસના થુકતો અને લંગાડાતો આખે ઓરડે ફરવા લાગ્યો.

હેલીના પુછવાથી તેણે જણાવ્યું કે, તેને એકાએક જરા નજલાની અસર થઈ આવી હતી !

બંને ગ્રહસ્થો ધુમ હસ્યા.

"વાહ ! વાહ ! કેવું ભુલકું !" હેલી પેટ પકડી હસતો શૅલબીની પીઠપર એક છાપડ ઝાડતાં બોલ્યો "બસ ! સાટું નક્કી ! ભાઇ શૅલબી આ પોર્યાને ટૉમની સાથ ઉમેરી તારા કરજના પેટાંમાં મને આપવા કબુલ થા, અને હું મારો દાવો બ્યાજસીકે અદા થયલો સમજીશ."

આ પળે વળી તે દીવાનખાનાનું બારણું ધીમેથી ઉઘડ્યું, અને આશરે પચીસ વરસની એક તરૂણ જવાંન ઓરત દાખલ થઈ. પેલાં રંગીલાં ભુલકાં તરફ ફકત એક નજર નાંખી તેણી તરપ જોતાં તેણીને તેની માતા તરીકે હેલીએ તુરત પીછાંણી ! તેજ મનહરણ મુખરો ! તેજ ખુબસુરત ભરેલી આંખો ! અને તેજ કાળા બાલના ઝુલફાં ! તેણીના ભુરા ગાલોપરનો ગુલાબી છંટકાવ, હેલી જેવા સખસની હીંમતવાન અને ટીકટી આંખોની અસરથી વધુ અને વધુ ફેલાતોજ ગયો.

ગુલામી સોદા કરનાર હેલીની આંખો ચમકવા લાગી.

નાજુક સુંદર ધાટનું તેણીનું બદન, કોમળ નાના હાથો, અને તે સુંદરીની બુંટીનાં ઘાટની કીંમત તે ગુલાંમી બાઝારમાં સોદા કરનાર ખવીસની આંખોએ એક પળમાં કરી લીધી:

"કેમ એલીઝા ?" શૅલબીએ તેણીને માયાથી પુછ્યું.

"હું તો ફક્ત હેરીને જોતી હતી" તેણી દીલપઝીર અવાજે બોલી, અને તુરતજ તે નાનું ભુલકું પોતાની માતા તરફ જભ્ભામા ભરી લીધેલી ફ્રુટ સાથે દોડી ગયું.

"ઠીક છે, ત્યારે એને લઈજા" શૅલબી બેદરકારીથી બોલ્યો.

એલીઝા ઝડપથી પોતાના બાળકને કેડપર લઈ બાહાર જતી રહી.

"કેવી ખુબસુરત!" હેલી બોલ્યો "મારી ખાતરી છે, શેલબી કે એ છોકરીની કીંમત તરીકે તને હજારો ડોલરો મળશે.

"હું તેણીનાં વેચાંણથી દોલતમંદ થવા માંગતો નથી" શેલબી સ્હેજ નાખુશ દીલે બોલ્યો, અને વાત ફેરવી નાખવાની મતલબથી વાઈનની બીજી બાટલી ઉખેડી તેના ઉત્તમપણા વિષે તારીફ કરવા લાગયો.

"બહુ અચ્છો! પેહેલ્લા નંબરનો વાઈન!" માણસ વેચુ બાંગડ હેલી, શૅલબીની વાત ફેરવવાની મતલબ પાંમી જઇ, તેનાં ખભાંપર ખુશ મીજાજે પોતાના ખડબચડા અને ભરેલા હાથની એક નાની જેવી છાપડ મારતાં બોલ્યો "મારી મરજી એ છોકરીને વેચાતી લેવાની છે. બોલ જોઉં વારૂં એ ગુલામડી માટે તું શું કીંમત લેવા તૈયાર થશે?

"મારી મોહોરદાર" શૅલબી પોતાનો બરડો દાબતાં જરા ખીજવાઇ બોલ્યો "એ ગુલાંમડીથી તેણીનાં પોતાનાં વજન જેટલાં સોનાં માટે પણ છુટી પડવા તૈયાર થાય નહી, એટલી એ છોકરી હમારાં કુટુંબમાં માનીતી થઇ પડી છે."

"શું? શું?" હેલી અજાયબ થઇ એક બીજી છાપડ શૅલબીના બરડાપર લગાવતાં બોલ્યો "એક માણસના વજનનાં સોનાં માટે

એક ગુલામડીથી છુટી પડવા તમારી મોહોરદાર આનાકાની કરે? અરે પણ ભાઇ શેલબી! ઓરતોમાં ગણત્રીજ શું બળીચલ્લે! એક માણસના વજન જેટલાં સોનામાંથી કેટલી બ્રેસલેટ, સાંકલી, ઘડીઆળ અને કપડાં વેચાતાં લેવાઇ શકાય તે તેણીને બતાવી આપો અને પછી જુવો કે તેણીનો વીચાર કેવો ફેરવાઇ જશે!"

"હું એ બાબદપર વધુ ચુનોચરા કરવા માંગતો નથી" શૅલબી પોતાની ખુરશી જરા દુર ખસેડતાં ભાર મુકી બોલ્યો.

"ત્યારે કંઇ નહીં તો નાના હેરી માટે સારું કરશો?"

"નહી" જવાબ મલ્યો.

"ત્યારે મારૂં લ્હેણું તારી પાસે કેમ વશુલ કરવું તે મને બરાબર ખબર છે" હેલીએ તરીઆપાવ ફેંકી, તોછડાઈનો ઉપયોગ કરી તપી જઇ બોલ્યો.

શેલબી આથી વીચારમાં પડી ચુપ થઇ ગયો.

"હેરી જેવા નાની ઉમરના છોકરાને વેચાતો લેવાથી તને શું ફાયદો થનાર છે?" અંતે તે ચુપકીડી તોડી બોલ્યો.

હેલી શૅલબીને રાહપર આવતાં જોઈ. મનમાં ખુશ થવા લાગ્યો.

"મારો એક દોસ્ત એવા નાના છોકરાવોને ઉછેરવાનો ધંધો કરે છે, "કારણ એવા ચંચલ નાના છોકરાઓ મોટા થતાં, તેઓની હુસીયારીના પ્રતાપે કોઇ અમીરોના હજુરીયાઓ તરીકે યા એવીજ કોઇ ઉંચી નોકરી માટે મોટી કીંમતે વેચી શકાય છે."

"એ છોકરાને વેચવાનું મારૂં દીલ થતું નથી" શૅલબી કાલા-

વાલાની ઢપે બોલ્યો. ખરી વાત એ છે હેલી, કે હું માણસાઇ ખવાસ ધરાવનાર છું, અને તેથી એક બચ્ચાંને તેની માતાના હાથમાંથી ખુંચવી લેવાને ધીક્કાર છું."

"બચ્ચીત! બચ્ચીત! હું બરાબર સમજ્યો!" ગરીબ બીચારા હેલીને દયા લાગી "એવું તો ખરૂં જ તો! બચ્ચાંની માતાને જુદાઇનો ઝેરી જખમ જેવો તેવો નહીં હોય. પણ મારી પાસે તેનો પણ ઇલાજ છે! ધારો કે તમારાં મોહોરદાર એ ગુલાંમડીને કંઇ કામને બાહાંને એક બે મહીના એકલી બાહારગામ મોકળે, અને પાછી ફરતાં તેણીને તેણીનાં બચ્ચાંના અચબુચ મોતની ખબર કરવામાં આવે! કેમ ઠીક કેની! એ તાલ કેવી?

"મને ધાસ્તી છે કે એમ બનવું મુશકીલ છે" શૅલબી બોલ્યો.

"અરે! તારૂં ભલું થાય શેલબી!" ભોળો હેલી કપાળ કુટી બોલ્યો "એ કવોડરૂન જાતના ગુલામો ગોરી ચાંમડીઓ ધરાવવા છતાં આપણાં ગોરા લોકોના જેવાં લાગણીવાલાં નથી! સંભાળથી હાર પાડેલાં એવાં કામો અને બનાવો તેઓ થોડા વખતમાં ભુલી જાય છે."

"લોક કહેછે" દયાળુ લાગણીના હેલીએ આગળ ચલાવ્યું "કે ગુલામી વેપાર કરવાથી, વેપાર કરનારાઓની લાગણી સુન મારી જાય છે. પણ મને તો કદી એમ માલમ પડયુંજ નથી! અને તે ફકત એટલાજ માટે કે બીજા સોદાગરોથી મારી ઉઢીઓ તદ્દન જુદીજ છે. ઘણી વખત મેં બીજા વેપારીઓની માલેકીની ગુલામડીઓને તેઓના હાથમાંથી બચ્ચાંઓને જોર જુલમથી છીનવી લઇ વેચવામાં આવ્યા બાદ દીવાની બનેલી જોઇછે. ઘણીજ ખરાબ રૂઢી! માલને (!) બગાડી નાખનારી રૂઢી! ગયે મહીનેજ એક અતિ ખુબસુરત ગુલામડીને આવી

જાતનાં વેચાણથી એકીંમત થયલી મેં જાતે જોઇ છે. જે સખસ તેણીને ખરીદનાર હતો તે સખસે તેણીના બાળકને તેણી સાથે ખરીદ વાને સાફ ના પાડી. એ વાત જાણતાં તે ખુબસુરત ગુલામડી પોતાના બાળકને ગુંદરની માફક છાતી સાથ વળગાવી રડતી અને બાલ પીખતી ઉભી, પણ અંતે તે બાળકને તેણીનાં હાથમાંથી ખુંચવી લઇ બાહાર મોકલી દેવામાં આવ્યું, અને પેલા ધણીએ તેણીને એકલી ખરીદી. પણ પરિણામ શું આવ્યું? એજ કે તેણી ગાંડી બની જઇ એક અઠવાડીયામાં મરણ પાંમી! દશ હજાર ડોલરની ખોટ! ફક્ત ધંધો કરવાની આવડ ન હોવાને લીધે! હંમેશાં માણસાઇ ખવાસને છાજતુંજ ચાલવું જોઇએ, સાહેબ, એવો મારો અનુભવ છે."

અને ગુલામી વેપારનો કરનાર હેલી, પવીત્ર ચુકાદો આપવા બાદ ખુરશીએ અઢેલી પડયો!

"પોતાની બડાઇ મારવી મને પસંદ નથી" ખુરશીપર અઢેલી બેસતાં નહીં પરવડવાથી વળી તરત બેસી તેણે આગળ ચલાવ્યું "પણ સચ્ચાઇ મને બોલવાની ફરજ પાડે છે. મારે વિષે લોક એવું ધારે છે કે બજારમાં વેચાતા ગુલામોમાં સૌથી સરસ ગુલામો હું વેચી શકું છું-અને મારા હાથમાં આવેલા ગુલામો થોડીજ સંખ્યામાં મરણ પામેછે. એ બધું શાના પ્રતાપે? ફક્ત મારા માણસાઇ ખવાસને લીધે! અને માણસાઇ ખવાસ, સાહેબ, મારી કમાણીનો એક જબરો થાંભો છે!"

શું જવાબ આપવો તે ન સુજવાથી શૅલબીએ એક ટુંકા "ખચ્ચીત" માં પટાવ્યું.

"મારે માટેના એ મારા વિચારોને લીધે મારા ભાઈબંધ સો-

દાગરો મને હસી, મારી એ રૂઢીને ધીકકારે છે. પણ તેઓથી હંમેશા જુદો પડી હું માણુસાઈ ખવાસનેજ વળગવા માગુંછું. ભલે જોઇએ તો બીજાઓ પાપના કાંમ કરી સેતાંનને શીર થાય!" આટલું બોલી તે ખડખડ હસવા લાગ્યો.

માણુસાઇ ખવાસની તફસીલ સમજ પાડવાની ગુલાંમો વેચી પેટ ભરનાર હેલીની રીતમાં કંઇ એટલું બધું અસલપણું આમેજ હતું કે શૅલબીને પણ તેના સાથ હસવું આવી ગયું. કદાચ પ્રીય વાંચનાર! તું પણ હસતો હશે. પણ તારે યાદ રાખવું કે હાલ માણુસાઇ ખવાસ અને ધનસારીપણું જુદી જુદી વિચિત્ર આકારોમાં બતાવવામાં આવેછે, અને માંણુસાઇ ખવાસ ધરાવનાર આદમ. શું કેહેશે અને કરશે તેનો કંઈ છેડોજ નથી!

"વારૂં આપણે આપણી અસલી બાબદપર આવ્યે" હેલી બોલ્યો 'હૅરીને વેચવા તું કબુલ છેની શૅલબી?"

'હું એ બાબદપર મારાં મોહોરદાર સાથ મસલત કરી તુંને 'આવતી કાલે જવાબ આપીશ " શૅલબી વીચાર કરી બોલ્યો.

હેલી બીજે દીને ચોકકસ વખતે મલવાનું નકકી કરી શેલબીનું ધર છોડી ગયો, અને તેની પીઠ ફરતાંજ શૅલબીએ કપાળ કુટી ટેબલપર માથું નાંખી દીધું "

"માણુસાઇ ખવાસ? એના માણુસાઇ ખવાસને આગ લાગે!" તે દુ:ખી દીલે બબડયો. "મારા માનીતા ટોમ અને હૅરી તમોને છેલ્લી સલાંમ! ગરીબ બીચારી એલીઝા! હું ઇચ્છુંછ કે એ ઢોંગી ખવીસને બદલે કોઇ બીજાના હાથમાં એ નાવારેસો ગયાં હતે!"

મી૦ શૅલબી માયાળુ અને ઉદાર ખવાસનો ગ્રહસ્થ હતો, અને પોતાના ગુલામો સાથે એવી વર્તણુંકથી ચાલતો હતો, કે તેઓ ગુલામી બંધમાં બંધાયલા છતાં, તેઓને ફરયાદ કરવાનું કંઈ પણ કારણ મળતું ન હતું.

અભાગયાં ચોઘડીએ તેણે મોટા પાયાપર સટ્ટો કીધો હતો અને આખેર તે હેલી જેવા એક બદમાશના સપાટામાં આવ્યો.

હવે એવું બન્યું કે હેલી અને શૅલબી વચ્ચે ઉપલી વાત ચાલતી હતી તે દરમ્યાંન કંઇ કામને માટે બારણાં આગલ આવતાં એલીઝા હેરીના વેચાંણ માટેનો રહેજસાજ ઈસારો સમજી, આગળ શું વાત ચાલે છે તે સમજવા ઘણી આતુરતાથી ઉભી, પણ કમનસીબે પોતાની બાઇના હાંક મારવાથી તેણીને ત્યાંથી પોતાની મરજી વિરૂધ જવું પડયું.

તોપણ તેણીએ એટલું તો સાંભળ્યું હતું કે તે ગુલામા વેપારીએ તેણીના બેટાના વેચાણની માંગણી કીધી હતી.

તેણીની છાતી ધપકવા લાગી, અને તેણીએ કુદરતી રીતે પોતાનાં ફરઝંદને છાતી સાથ એટલાં જોરથી દાબ્યું કે તે ભુલકુ પોતાની દુઃખી માતા તરફ અજાયબીથી ટીકવા લાગયું.

દુઃખથી બાવરી બનેલી એલીઝા, બેભાંન જેવી હાલતમાં ફરવા લાગી. તેણીની હાલતમાં થયલો અચબુચ ફેરફાર મીસીશ શૅલબીના જોવામાં તુરત આવ્યો, કારણ કામકાજ કરતાં તે કમનસીબ ગુલામડીએ ચાહાના પ્યાલાંનો ખુરદો કીધો, દારૂકામની ડીકાંટરો ઉંધી વાલી, અને માંગેલાં ગવનેને બદલે, રાતના પહેડી સુવાનો જભ્ભો લાવી, ઓરનુ દોર કરી નાંખ્યું.

એલીઝા! એલીઝા!! આજે એમ કાંય?" મીસીસ શેલબીએ અજાયબ થઈ પુછ્યું.

એલીઝા ચોંકી.!

"અરે બાઇ!" તેણી પોતાની શેઠાંણી તરફ જોઇ એટલુંજ બોલી શકી, અને એકાએક ડુસ્કે ડુસ્કે રડી પડી, પાસે પડેલી ખુરશીપર બેસી જઇ, ડચકાં ખાવા લાગી.

મીસીસ શૅલબી ધભરાઇ જઇ પોતાની માનીતી ગુલામડીને પ-ટાવવા લાગી.

"એલીઝા! બેટા! તને શું છે! મને કહે!"

"અરે બાઇ" એલીઝા જેમ તેમ બોલી "શેઠ કોઈ ગુલામી વેપારી સાથ દીવાનખાનામાં મસલત ચલાવે છે."

"વારૂં પણ તેથી તું શા માટે રડે છે!" મીશીશ શૅલબી એલીઝાનું રડવાનું કારણ કંઇ જીવ જેવું નથી, એવું જાંણી એક છુટ-કારાંનો દમ ખેંચી બોલી, કારણ એલીઝાને તેણી પોતાની બેટી સમાન ચાહાતી હતી."

"અરે શેઠાંણી!" મારા હૅરીને તેવણ વેચવાનું સાટું કરે છે" અને તે ગરીબ અબળા ખુરસીમાં વધુ સંકોચાઇ, વહાલાં ફરઝંદને વધુ અને વધુ દાબતી બોલી.

"તારા શેઠ હૅરીને વેચે? ગાંડી છોકરી, વળી એ શું ધખારો! મીસીસ શૅલબી પટાવી બોલી "તું જાણેચતો ખરી કેની કે તારા શેઠ ગુલામી વેપારીઓ સાથ કદીબી કામ પાડતા નથી? અને તે ઉપરાંત સારી ચાલ ચલનના ગુલામોને તો તેવણ કદીબી વેચવા નિકળે નહી."

માયાળુ શેઠાંણીની કુનેહ ભરી સમજાવટથી એલીઝાની ધાસ્તી થોડે ઘણે દરજજે દુર થઇ—પણ સદંતર તો નહીંજ.

મીશીશ શૅલબી એક અતિ માન પાંમેલી અને ઉંચા કુળની બાનું હતી. કેળવણીનું ગોહેર અચ્છી રીતે સંપાદાન કીધેલું હોવાથી, અને પોતાના જાતી માયાળું ખવાસ અને રેહેમી નજરથી, ગુલામો ધરાવનાર શેઠાંણીઓમાં તેણી એક નકલ કરવા જોગ શેઠાંણી થઈ પડી હતી. અને ગુલામો તેણીને બાઇ તરીકે નહી પણ માતા તરીકે ચાહતાં હતાં. તેણી જેટલી એક નકલ કરવા જોગ શેઠાંણી હતી તેટલીજ એક નમુનેદાર મોહોરદાર પણ હતી. અને શૅલબીના દરેક કામમાં તેણી અતિ મદદગાર થઈ પડતી હતી.

હેલીના જવા પછી શૅલબીની છાતીપર જે મોટો પથ્થર આવી પડયો, તે એજ હતો કે પોતાના નીમકહલાલ નોકર ટોમ તેમજ એલીઝાના બેટા હેરીને વેચવાનો પોતાનો વીચાર મીસીસ શેલબી આંગળ કેવી રીતે જાહેર કરવો.

આ બાજુ પોતાના પતીની બારીક હાલતનો સહેજ પણ ખ્યાલ નહી ધરાવતી હોવાથી, મીસીસ શેલબી એલીઝાની ધાસ્તીને હશી કાહાડી તે બાબદ સહેજમાં વીસરી ગઈ.

---

## પ્રકરણ ૨ જું.

### માતા.

એલીઝા જાતે જોકે એક ગુલામ ઓરત હતી, તે છતાં નાનપણથીજ તેણીને મીસીસ શૅલબીએ પુર પ્રેમથી ઉધારી હતી.

અમેરીકાના કેનટકી સંસ્થાનમાં મુંસાફરી કરી આવેલા મુસાફરો એલીઝાની જાતના ગુલામોની ખુબસુરતીની અતિ તારીફ કરે છે, અને આગળના પ્રકરણમાં વર્ણવેલી એલીઝાની ખુબસુરતી કંઈ આ વારતાની અસલ લખનારીની કલ્પનાથી ઉત્તપન્ન થયલી નહી, પણ નજરે જોયલી એક ગુલામ મુલાતો જાતની અબલાને લગતી છે.

પોતાની શેઠાંણીના સાહુયા હેઠળ એલીઝા પેલી જાલ કે જેના ફાંદામાં ગુલામડીઓ સહેલથી જઇ પડે છે, તેના સપાટામાં આવ્યા વગર બાર વરષનની વયે પુગી.

ઉમરે પુગા બાદ તેણીના લગન પાસેની માલેકીના એક ગુલામ નામે જ્યોર્જ સાથ કરવામાં આવ્યાં.

શેલબીના એસ્ટેટ નજદીક આવેલાં એક કારખાનાના માલેકે એ ગુલામને એક કામદાર તરીકે તેના અસલ માલેકને દર માસે ચોક્કસ લવાજમ આપી તેની પાસેથી ઉછીનો લીધો હતો, કે જ્યાં પોતાની જાતી હુશીઆરી અને ખંતીપણાથી એ ગુલામ એક ઉપયોગી માણસ થઈ પડયો નહી—એટલુંજ નહીં પણ તે મનોહરણ રીતભાતનો ખુબસુરત ગુલામ, પોતાના કામમાં એટલો તે કુશળતા પામ્યો કે ટુંક વખતના અનુભવ બાદ તેણે સણ સાફ કરવાનું એક યંત્ર સોધી કહાડી, તે સંસ્થાનમાં મોટી નામના મેળવી, કારખાનાના સર્વે કામદારો અને પોતાના શેઠનો અતિ માનીતો થઇ પડયો.

આટલું છતાં અફસોસ! તે કાયદાની નજરમાં એક માણુસ નહી પણ ચીજ તરીકે દેખાતો હોવાને લીધે તેના આ સઘળા દીપતા ગુણો એક નિર્દય શેઠને લીધે, બે કીંમતી થઇ પડયા

પોતાના પંકાયલા ગુલામની નવી શોધ વિષે વાકેફ થતાંજ તેનો શેઠ તેની મુલાકાતે ગયો, જ્યાં તે કારખાનાના માલેકે તેને મોટો આવકાર આપી જીયોર્જ જેવા ઉપયોગી ગુલામનો માલેક થવા માટે તેને મુબારખાદી આપી.

કારખાનામાં દાખલ થવા બાદ પોતાનું શોધી કાહાડેલું યંત્ર અને તેને ચલાવવાની રીત જીયોર્જે જાતે બતાવી. પણ અફસોસ! પોતા વિષેની વાજખી મગરૂરીથી ખુશાલીમાં આવેલા આ ચંચળ ગુલામની વાતચીત કરવાની ધપ છપ, તેની ખુબસુરતી, અને તેના મરદાંની દેખાવે, આ સખસના જીગરમાં એકાએક જલાપો બરણ કીધો. પોતાની એસ્ટેટપર ખેતીનો કરનાર એક નાંચીજ ગુલામ એક ઉપયોગી યંત્ર શોધી કાહાડે અને ગ્રહસ્થના જેટલું માન મેળવે તે તેનાથી દેખી શકાયું નહીં. તુરતજ તેણે કારખાનાના માલેક અને સર્વેના અજાયબી વચ્ચે જીયોર્જનો પગાર માંગી તેને ત્યાંથી લઇ જવાનો ઇરાદો જાહેર કીધો.

"પણ સાહેબ" ગાફેલ બનેલા કારખાનાના ધણીએ કાલાંવાલા કીધા "શું તમારો ઠરાવ ઘણો અચબુચ નથી?

"તેથી શું થયું?" જળાપાને આધીન થયલા ખુબએ દમામથી જવાબ આપ્યો. "શું એ માણસ મારો નથી?"

"જો તમો માંગો તો એનો પગાર બમણો કરી આપું સાહેબ" માલેક કગલી બોલ્યો.

તેવી કાંઈ મારી ધારણા નથી" અદેખો ~~જવાબ આપ્યો.~~

"પણ એને એજ હુન્નર તરફ વળણ છે તેનો તો કાંઈ ખ્યાલ કરો?"

"હશે!" વલી તુચ્છ જવાબ મલ્યો "એના કરતાં બીજાં કામો-પર એ ધ્યાંન જુગાડે તો સારૂં"

"પણ વીચાર કરો શાહેબ કે એને એક ઉપ્યોગી યંત્ર સોહોધી કહાડ્યું છે"

"યંત્ર?" પેલાએ ખડખડ હસી જણાવ્યું "વખત અને કામના બચાવ માટે યંત્ર? નહીં વારૂં? પણ તમોને માલમ તો છેની કે ગુલામ માત્ર પોતેજ કામ અને વખતનું બંચાવનાર એક યંત્ર છે.?"

એક ગુલાંમની શોધ! આ-આં-હા-હા-હા નહીં. એવણુને તો હું સાથેજ લઈ જઇશ!

બીચારો જીયોર્જ તો પુટલુંજ થઈ ઉભો. બીડેલા દાંત, દાબેલા હોઠ, અને ચલકતી આંખો તો ફકત બ્હારની શાંતી દેખાડતાં હતાં, પણ જે ખરી આગ સલગી હતી તે તો તે ગરીબ ગુલામનાં જીગ-રમાં હતી, જે આગે તેના તન બદનની રગોને ધુજાવી મેલી. મુશકેલી એ દમ લેતાં લાગણીઓનો ઉભરો કદાચ તે કમભાગ્યે ખાલી કરી પોતાપર કમ બખતીનો દીવસ લાવી મેળાતે પણ તેમ કરતાં પેલા માયાલુ તેમજ દુરઅંદેશ કારખાનાવલાએ સમય સુચકતા વાપડી તેને અટકાવ્યો. "જીયોર્જ શરણ થા" જીયોર્જના ખભાંપર હાથ નાંખી તેનાં કાનપર પડી તે હરૂસે બોલ્યો "વખત જતાં હું તુંને મદદ કરી શકીશ."

કાંનપર પડી બોલવાનું મુળ્ળ શેઠે સમજ્યું, અને તેની મતલબ પાંમી જઇ પોતાની સત્તા જીયોર્જપર બહુ મજબુતીથી વાપડવાનો તેજ વખતે તેણે પકકો ઠરાવ કીધો.

અંતે જ્યોર્જને લઈ જવામાં આવ્યો. પોતાની હુસીઆરીના પ્રતાપે નામના મેળવી, કારખાનામાં ઉપરી દાખલ એકવાર સાહેબી ભોગવનાર તે કમનસીબ ગુલાંમ આખરે ખેતીને લગતાં એક સૌથી હલકાં કામપર વહીતરૂં કરવા લાગ્યો. પોતાની સલાંમતી ખાતર, આગળા શેઠે આપેલી ઉમેદમાં, પોતાના ઘાટકી માલેકને અપમાન ભર્યા શબ્દો બોલી તેને ગુસ્સે કરવાની સર્વે ઈચ્છાઓ તેણે દાબી નાખી, પણ અફ્સોસ! આંખોમાં ચમકતો ગુસ્સાનો આતશ, નાકના નસકોરાંઓનો ફુંફ્કારો અને ગુસ્સાભર્યું કપાળ બતાવી આપતું કે એક માણસ—લોહી અને માંસનું બનેલું આદમી—ચીજ તરીકે તે કેમ વપડાય?

તેણે માયાળુ શેઠ યાદ આવ્યો.

ભોગવેલું છુટાપણું, એલીઝા દીલદારનો મીઠો પ્યાર, નાની-હેરી બેટાની ગમત, અને મીશીશ શૅલબીની મમતા એ સઘળાંની યાદ તેના જીગરને કોતરવા લાગ્યું; અને ખચ્ચીત મોહોરદાર યા ખાવીંદ છતાં પવિત્ર લગનનું મોતેબર સુખ, બેટા છતાં પીતા યા માના તરફનો લાડ, અને છેલ્લે, તારૂં વ્હાલુ છુટાપણું, અરે વાંચનાર! તારી પાસેથી છીનવી લેવામાં આવે તો તને આપણા જ્યોર્જના કરતાં કંઈ વધુ દુઃખ લાગે? નહી! નહી! તેટલુંજ! તેટલુજ! કારણ તે ગુલામ છતાં, હીનાયલી જાત છતાં, તેની લાગણીઓ, તું ઉંચા કુલનો છતાં, તારાજ જેવી છે! તે સરજનહાર પીતાએ સર્વેને જુદી જુદી પંક્તિએ આ દુન્યાના નાટક તખતાપર, જુદા જુદા ભાગો બજાવવા સરજાવયા છે એ ખરૂં, પણ તે સાથ તેણે બખશેલાં દહાપણને દોડાવતાં, જન્મ અને મરણને એકજ રીતી તરફ નેગાહ કરતાં, તને માલમ પડશે કે અદના અની આલા સર્વ એકજ છે.

એલીઝા, સાથ પોતાના લગન બાદ જીયોર્જ ફકત ચાર વરસ એલીઝાનું સુખ જોવા પાંમ્યો હતો, જે દરમ્યાંન બે ફરઝંદો ખોવા પછી નાનો હેરી જનમ પાંમી જીવવા પાંમ્યો હતો, જેનાં જીવવાથી અને બીજા ગુલાંમોની સ્થિતિ સાથે પોતાને સરખાવી પોતાને ભાગ્યશાળી જોઈ, તે ગરીબ જોડું પોતાના અચ્છાં નસીબ માટે તે શાહેબના શુકર કરી સુખ ચેનમાં દહાડા કાહાડતું હતું.

પણ તે સુખ હવે રહયું નહી.

જ્યોર્જને લઇ જવાની દુઃખદાયક ખબર એલીઝાના ટાંકે ટાંકા ઢીલા કરવાને બસ હતી. જે સુખ હંમેશ ચાલે એવી તેણીની આશા હતી, તે સુખ અચબુચ ગુમ થઇ ગયુ; જેનો વીચાર કરતાં દુઃખની એક ચીસ પાડી તેણી જમીનપર ઢગલો થઈ પડી.

જીયોર્જના જવા પછી બે ત્રણ અઠવાડીએ પેલો ભલો કારખાનાવાલો પોતાના વચનને વળગી રહી જીયોર્જના શેઠ પાસે ગયો, અને ઘણા કાળાવાલા કરવા સાથ ત્રણ ઘણો મુસારો આપવા જણાવી, જીયોર્જને પોતા સાથ મોકલવા તેને સમજાવવા લાગ્યો.

"મેહેરબાની કરી મારા કામની વચ્ચે આવવાની તકલીફ લેતાજ ના!" પેલાએ નિર્દય જવાબ આપ્યો "હું મારૂં કામ બરાબર સમજું છું."

"હું કોઇના કામમાં વચ્ચે પડું એવો માણસ નથી, પણ હું ધારૂં છું કે એમ કરવાથી તમો બન્નેને ફાયદો છે."

"બધું મને ખબર છે" નાના દીલનો પેલો સખસ ચીચવાઇ બોલ્યો. "વધુ પતરાજી અહીં ચાલનાર નથી! તમારી મતલબ મને

બરાબર ખબર છે. આ છુટાપણાનો ( ! ) દેશ છે સાહેબ ! એ માણસ મારો છે, અને એની સાથ કોઇબી રીતે કામ લેવાનો મને એકલાને હક છે.

આ પ્રમાણે જીયોર્જની છેલ્લી ઉમેદ પણ ઉંધી વળી—હવે કંઇજ નહીં પણ દરેક પંળે ધાટકીપણાંની નવી નવી બનાવટોના દુઃખ તળે કુચડાઇ કંગાળ મોતે મરવાની આશા રહી.

---

## પ્રકરણ ૩ જુ

## ભરથાર અને પીતા.



એક સાંજરે મીશીશ શૅલબી બાહાર સીધારેલી હોવાથી, ઘરનાં કામ કાજથી પરવાડી દુઃખી દીલની એલીઝા ગમગીન ચેહરે નાના હેરીને લઈ બાગમાં ઉભી હતી, તેટલાં તેણીના ખભાંપર કોઈએ હાથ મુકયો. પાછું ફરી જોતાં તેણીની આંખોમાં ખુશાલી પંઠરાઈ રહી.

આ આવનાર જીયોર્જ હતો.

એલીઝા જ્યોર્જને હરખથી ભેટી, તેને પોતાના નાનકડા પણ સફાઇદાર અને સુંદર ઓરડામાં લઇ ગઇ અને તેને પ્યાર અને દુઃખથી નીહાળતી ઉભી. જીયોર્જનો લેવાઇ ગયલો દેખાવ જોઇ તેણીની આંખોમાં પાણી આવી ગયાં.

"બરાબર મહીને દહાડે, મારા વાહાલા જાંન, આપણે મળ્યાં! એમ કહાં સુધી ચાલશે ? શું આપણે દરરોજ નહીં મળી શકીશું ? ઓ!

જાન મને જણાવ કે તે દહાડો હું કયારે જોઈશ?" એલીઝા પોતાના ખાવિંદને ગલે વલગી બોલી.

જ્યોર્જ જવાબ આપવા વગર ફકત ડોકુ હીલવી બેઠો.

"નહી? કાય નહીં?" એલીઝા રડી પડી બોલી "મને–મારા નાના હેરીને મલવા તારો શેઠ તુને એક અરધા કલાકની રજા નહીં આપશે? અરધો કલાક–ફકત પા કલાક–અરે ફકત પાંચ મીનીટ તે આપણુને મળવા નહી દેશે?

"તુંને? આપણા હેરીને? જ્યોર્જ બોલ્યો "હું ઈચ્છુંચ કે એ જન્મયો ન હતે! અરે! ખુદા! હું ચાહુંચકે હું પોતે આ દુન્યામાં આવતર્યો ન હતે!"

આ બોલોથી એલીઝા ગભરાઇ જઇ બેસી ગઇ અને પોતાના પતીના ખભાંપર માથું નાખી દઇ આંશુઓ ખેરવવા લાગી.

"અરે! મારી ગરીબ મોહોરદાર! જ્યોર્જ પોતાનો દુઃખા અવાજ બદલી પ્યારથી બોલ્યો "મારા આ બોલોથી તુને બળાપો લાગે તેમાં નવાઈ શુ? અરે! મેં વગર વીચારે તારૂં હીલ દુખવ્યું છે"

પણ વળી તેના અવાજમાં તેની સઘળી કોશેશો છતાં, દુઃખી લાગણીઓ ઉભરી નીકલી.

"ખુદા! ઓ ખુદા!!" તે બોલ્યો "એલીઝા! ઓ એલીઝા!! હું ઇચ્છુંચ કે મેં તને નહીં જોઇ હતે! અને ત્યારે કદાચ તું હાલ સુખી હતે!

"નહી! નહી! હજારો દુઃખ છતાં તારી હાજરીમાં હું સુખી

છું. મને કંઇ જોઈતું નથી, તારી આખા દીવસની જુદાઇ છતાં ફકત પાંચ મીનીટ દરરોજ તારો મુખડો જોઇ મને સુખી સમજીશ!"

"હા! આપણે સુખી હતા!" ગંગલની છાતીનો અવાજ મળ્યો. "પણ હવે પછી નહી."

જીયોર્જે હેરીને પોતાના ખોલામાં લીધો, અને તેની મોટી કાલી ભમર જેવી આંખોમાં નજર ઠેડવી રાખતાં તેના ઝુલકાંરોકાં રેશમ જેવા બાલમાં આંગલાં ભોકી, તેનાં ગોરાં કપાલપર એક બોસો લીધો.

"આબાદ તારા જેવો એલીઝા!" જીયોર્જ વળી બોલ્યો "અને તું તો દુન્યામાં સૌથી ખુબસુરત ઓરત છે! તે છતાં! તે છતાં! હું ઈચ્છુંચ કે મેં તને જોઇ ન હતે! તેં મને જોયો ન હતે! એલીઝા મારા નશીબમાં નાસીપાસી સરજાયલી છે. માંરી જીંદગી હવે મને અકારી છે. સઘળું ખમવાની કોશેશમાં શું હાંસલ? અરે! ખુદા. હું મુવેલો હતે!"

"સબર! સબર! જીયોર્જ તું શું સબુરી રાખી શકે નહી? કારખાનું છોડવાથી તુંને ઘણું લાગતું હશે. હું જાણુંચ કે તારો શેઠ એક ઘાટકી પુરૂપ છે, પણ તોબી ખુદા ખાતર સબુરી પકડ"

"સબુરી?" જીયોર્જ બોલ્યો "સબુરી પકડવામાં મેં કંઇ બાકાત રાખ્યું છે? શું જ્યારે તે મને લઈ ગયો તે વખતે મારા મુખમાંથી એક બોલ પણ નીકળ્યો હતો? અરે! મેં તેને મારી મેહેનતથી ઉપજેલી પાઇએ પાઇ આપી દીધી હતી."

"ખચ્ચીત! ખચ્ચીંત!" એલીઝા બોલી "આપણા બાબમાં—તારા બાબમાં—ઘણુંજ ખરાબ થયું છે, પણ ગમે તોપણ તે તારે માલેક છે!"

"મારો માલેક?" જીયોર્જ ગુસ્સે થઇ બોલ્યો "તેને મારો માલેક કોણે બનાવ્યો? મારીપર તેને શું હક છે? તે જેવોજ હું એક માણસ છું. કામકાજમાં હું તેના કરતાં વધુ માહીતગાર છું. તેના કરતા હું વધુ અચ્છી રીતે લખી વાંચી જાણું છું, અને એ બધું મને કોણે શીખવ્યું? મારી પોતાની મેળે હું શીખ્યો. એલીઝા! તે પોતાની નબળાઇઓ બરાબર સમજે છે. દરેક બાબદમાં તે મારા કરતાં ઉતરતો છે એવી તેની પક્કી ખાતરી થયલી છે, અને તેટલા ખાતરજ તે મને ધીક્કારે છે. મને હલકો પાડવાની અને ખોખરો કરવાની કોશેશ કરે છે. અરે! હલકામાં હલકું ગંધીલું કામ હવે હું વધુ વખત કરી શકનાર નથી. લોહી અને માંસનું બનેલું આદમી કેટલી સબુરી રાખે? ગઇ કાલેજ તે મુછીએ મને ઝાડ સાથ બાંધી ફટકાવી નાંખ્યો."

"અરે! એને મારો ધણી કોણે બનાવ્યો? મારાં બદનનો માલેક તેને કોણે બનાવ્યો? નહી હું નહીં ખમીશ. નહી—કબુ નહી!"

એલીઝા ધ્રુજતી મુંગી ઉભી રહી. પોતાના ખાવિંદને મગજની આવી અસ્થિર હાલતમાં તેણીએ કબુ જોયો ન હતો. તેણીએ તેને પટાવી મુંગો રાખવાની ઘણી કોશેશ કીધી. પણ તેણીની સમજાવટ ગોયા ગુસ્સાના મોજાઓ વચ્ચે બરૂની માફક વળી જતી હતી.

"હા એમ થવુંજ જોઈએ! હું એમ કરીશ" જીયોર્જ વળી બબડયો.

"તું શું કરશે જીયોર્જ? ખુદા ખાતર કંઇ અવિચારી કાંમ કરતો ના; અરે ફકત ખુદાપર વિશવાશ રાખી ભલી રીતેજ ચાલવામાં ફાયદો છે. તે જરૂર તારાં દુઃખનો છુટકો કરશે."

"હું ખુદાપર વિશ્વાશ રાખી શકતો નથી" જીયોર્જ બોલ્યો "તે આવા બનાવો બનવાજ કેમ દે છે?"

"નહી, જીયોર્જ, આપણને તેનામાં વિશવાશ રાખવોજ સજાવાર છે. મારાં શેઠાંણી કહે છે કે કંઇ માઠું થાય ત્યારે ખચ્ચીત ધારવું કે ખુદા કાંઈ સારૂંજ કરનાર છે."

"ખચ્ચીત! ખચ્ચીત!" જીયોર્જ અણકા કરી બોલ્યો "એશ આરામમાં મશગુલ રહેલાં માલેતુજારોને મુનસે આવું બોલવું ઘણું સ્હેલ છે! તેણીને મારી જગા આપી પછી એ સવાલ પુછ! નહીં. એલીઝા તું ધારેચ તે કરતાં હું વધુ દુઃખી છું. મેં બધી વીગત તુંને કહી નથી

"હજી વળી શું બાકી છે?" તેણી નીસોસ મારી બોલી.

"ગઈ પરમદીને તે મુજી મને કેહેતો હતો કે તેણે મને તારી સાથ પરણાવવામાં મુર્ખાઇ કીધી હતી. અરે મારી મીઠી મોહોરદાર! તે કહે છે કે તારીજ શીખવણીથી તેના કેહેવા પ્રમાણે હું મગરૂર થવા પાંમ્યો છું. આજે મને તેણે ખુલ્લું જણાવ્યું કે તારી સાથની આ મુલાકાત છેલ્લીજ છે! બીજી ઓરત પસંદ કરી તે મને પોતાના મુકામપરજ રેહેવાનું ફરમાંન આપે છે!"

"પણ શું આપણે લગનના ગાંઠથી એક થયાં નથી?" નિર્દોષ એલીઝા હબતાઇ બોલી.

"પણ મારી ગરીબ એલીઝા, શું તુને ખબર નથી કે એક ગુલાંમને લગનના હકો ભોગવવાની સત્તા તેના ધણીના ફાંટાપર આધાર રાખે છે? તે જો ચાહેતો એક પળમાં આપણને છુટાં પાડી શકે, અને

તેથીજ હું કહુંછું કે આપણે એક મેકને જોયાં ન હતે. મારો ગરીબ નાનકડો હેરી જન્મયોજ ન હતે! કોણ જાણે છે કે એના પણ એના બાપના જેવાજ હાલ નહી થશે?"

"અરે પણ મારાં શેઠાંણી એટલાં માયાલું છે!" એલીઝા હેરીને છાતીએ દાબી બોલી.

"એ ખરૂં" જીયોર્જ બોલ્યો "પણ તારાં શેઠ શેઠાણી કદાચ કાલે મરણ પામે તો? પછી તમારો ધણી કોઇ બીજો થાય ખરો કેની? તમોને કોઇ બીજાને વેચવામાં આવે કેની? એલીઝા! અલીઝા યાદ રાખજે કે એની ખુબસુરતી, હુશીઆરી અને ચાલાકીજ કોઈ દીવસ તારૂં જીગર વીંધી નાંખશે. એક દીવસ કોઇ એને મોટી કીમતે ઉચકી જશે."

એલીઝાનો જીવ ગભરાટથી ધ્રુજવા લાગ્યો. પેલા ગુલાંમી વેપારી હેલીની મુર્તી તેણીને દેખાવા લાગી; ફીકકી અને ધ્રુજતી માહા મુશકેલીએ દમ લેતી ને ગરીબ અબળાનો દેખાવ ખરેજ દયાજણક હતો.

આંખો ફાડી હેરી ગમ જોઇ, તેણીએ પોતાના શક વિષે જીયોર્જને વાકેફ કરવા અર્ધું મન કીધું: પણ કાંઇ વિચાર આવતાં અચકી ઉભી.

જીયોર્જ પોતાની મોહોરદારને આવી હાલતમાં જોઇ શકયો નહી. તેણીને વળગી તે ઝાર બેઝાર રડયો.

આંશુથી ખલાસી પામતાં તેઓને જરા રાહત મલી.

"મારી વાહાલી એલીઝા!" જીયોર્જ બોલ્યો "છેલ્લી સલામ!"

"છેલ્લી સલામ? અરે! છેલ્લી સલાંમ કાંય."

"છેલ્લી સલાંમ, એટલા માટે કે હું વધુ વાર અહીં રેહેનાર નથી."

"ત્યારે તું કયા જશે?"

"કેનેડા! ગુલાંમી જાપતાથી બાકાત ભુમી! છુટાપણાનું બ્રિટિશ સસ્થાન કેનેડા! ત્યાં હું નાસી જઇશ. અને એકવાર જો હું ત્યાં પુગ્યો તો મારા ઇજનેરી જ્ઞાનની દોલતે તુંને અને મારા દીકરાને વેચાતા લઇશ! તારો શેઠ દયાળુ છે તો તે તુંને અને હેરીને વેચવા ના પાડશે નહી."

"પણ જો તું પકડાશે તો?"

"નહીં એલીઆ હું પકડાનાર નથી. હું પેહેલ્લાં મરી જઇશ. એલીઆ તું મને સમજી લે. સઘળી ગોઠવણ કરવા બાદ એક અઠવાડીયામાં હું અહીંથી નાસી જનાર છું. તું મારી સલામતીને ખાતર બંદગી કરશે કેની?"

એલીઆએ ઝાર બેઝાર રડી તેમ કરવાનું વચન આપ્યું.

ખાવિંદ અને મોહોરદાર એક એકનો મુખડો ટીકવા લાગ્યાં. છુટા પડતી વખતના બોલોથી તેઓના હોઠો ફફડવા લાગ્યા. અને ગમીના આંસુંઓ અને ડચકાં વચ્ચે તે કમનસીબ જોડુ છુટું પડયું!

ઓ જુદાઈ!

* * * * *

ઉપલો બનાવ બનતો હતો તેજ વખતે, તે મકાનનાં એક બીજા ભાગમાં, હેલી અને શૅલબી સાથે બેસી પોતપોતા વચ્ચેના લ્હેણાં દેવાંનો નીકાલ કરવા બેઠા હતા.

"ચાલો મી૦ શૅલબી" હેલી કાગળીઆંઓથી ભરપુર ટેબલ-પરથી એક એકચયું ઉંચકી તેને તપાસવા બાદ શૅલબીને આપતાં બોલ્યો "આ વેચાણ ખતપર સહી કરો"

શૅલબીએ તે ખતપર ઝડપથી સહી મુકી હેલીને તુરત સપુરદ કરી દીધું.

"આ સાટાંથી તમો ખુશી થયલા લાગતા નથી" હેલીએ શૅલ-બીને દિલગીર જોઇ ટકોરથી પુછયું.

"હેલી" શૅલબી બોલ્યો "હું આશા રાખુંચ કે તું તારૂં વચન પાલી એ નાવારેસોને કોઇ સારે હાથેજ વેચશે. હું માંગી લઉંછું કે કોઇબી શખસને હાથ એવોને વેચતાં પેહેલાં તેની ચાલ ચલન વિષે તારે પકી ખાતરી કરવી."

"અને આ પ્રમાણે શૅલબીનો માંગનાર પોતાનું લ્હેણું પટાવી વિદાસ થયો.

---

## પ્રકરણ ૪ થું.

## દુ:ખી માતાની લાગણીઓ.



રાત પડતાં માસ્ટર અને મીસીસ શૅલબી આરામ લેવાના ઓર-ડામાં ગયાં, જ્યાં શૅલબી એક મોટી આર્મચેર પર બેસી તુરતના આ

વેલાં મેલના કાગજો વાંચવા બેઠો, જ્યારે તેની મોહોરદાર એક આય-નાના તખતા નજદીક ઉભી રહી પોતાના બાલ સાફ કરવા લાગી. બાલ હોરવાનું કામ તેણી તે સાંજે એલીઆને સોંપવા જતી હતી. પણ તેણીનો જરદ થયો ચેહેરો, અને મંદ આંખો જોઈ તે વીચાર ફેરવી મમતાથી એલીઆને આરામ લેવા જવા ફરમાવી, પોતાંને હાથે તે કાંમ કરવાનું મુલતવી રાખ્યું. અને તે રાત્રે પોતાનો આ વીચાર અમલમાં લાવતાં કુદરતી રીતે એલીઆના શક માટેની બાબદ વિષે વાત કરવાનું ધ્યાંન દોડયું.

"પ્યારા ભરથાર" તેણીએ, બેદરકારીથી વાત છેડી "પેલો હલકા દેખાવનો બુબખ જેવો આસામી બે ચાર દહાડા થયા અહીં શું કાંમ આવ્યા કરે છે? એ કોણ છે વારૂં?

"તેનું નામ હેલી છે" શૅલબીએ અકર વકરે જવાબ આંપી કાગજોમાં પાછું માથું ખોસ્યું.

"હેલી? પણ એનું અહીં કામ શું છે?"

"કામ એટલે?" શૅલબીએ ટુંકમાં પટાવ્યું "કાંઈ ધંધાને લગતુંજ તો"

"ધંધાને લગતું કામ? પણ એ તો તમો સાથે કંઇ ઘણીજ બેહાઇથી ચાલતો હતો, જાણે આપણું મકાંનતો એના બાવાનુંજ!"

"માંગનારાઓંની વર્તણુંક હંમેશાં એવીજ હોય છે. મારી પર એનું થોડું ઘણું નાણું નીકલે છે."

"શું તે એક ગુલામી વેપારી છે?" પોતાના ધણીના ચેહેરાપર કાંઇ ગભરાટ જોઈ તેણીએ પુછયું.

"તેં કેમ જાણ્યું?" શૅલબીએ અજબ થઈ જાણવા માંગ્યું.

"જાઇ કાંલેજ એલીઝા મને કેહતી હતી કે તમો તેની સાથ નાના હેરીને વેચવાની ગોઠવણ કરતા હતા. તેણીના બોલોમાં કહું તો તે હેરીને વેચાતો લેવા માંગતો હતો. નાપાક ચોર!"

શૅલબી હાથમાં પકડેલું કાગજ ધ્યાનથી વાંચવા લાગ્યો, પણ તેને ખબર ન હતી કે તે કાગજ તેણે ઉંધું પકડયું હતું.

"પણ મેં તો એલીઝાની એ વાતને હશી કહાડી. સ્વપ્ને પણ મારા માન્યામાં ન આવે કે તમે હેરી જેવા રમુજી ભુલકાંને વેચી નાખી આપણી એલીઝાને જુદાઇના ઝુરાપામાં નાંખો. બીચારી ખાવીંદનું સુખ તો જેવું જોઇએ તેવું પાંમે છે. મેં તો એલીઝાને સાફ જણાવ્યું છે કે આપણા કોઈપણ ગુલામોને તમો કદીબી વેચો નહી એવો તમારો ઠરાવ છે"

"હા, પ્યારી" શૅલબી જરા હીમત લાવી બોલ્યો. મેં અત્યાર સુધી એવોજ વીચાર રાખ્યો હતો. પણ વાત એ છે કે મારા ધંધામાં મને મોટી ખોટ આવવાથી આપણા થોડા ઘણા ગુલામો મને વેચવા પડશે."

"વેચવા પડશે?" મીસીસ શેલબી એક છલાંગ મારી ઉછળી અજાયબીથી બોલી દાચું વકારતી ઉભી "કોણને? પેલા ખવીશને? નહી! નહીં! મારા ખાવિંદ તમારે એવી મશકેરી કરવી-સુજાવાર નથી."

"હું ઘણોજ દલગીરીથી જણાવું છું, કે મારૂં બોલવું ગંભીરતાથી પુર છે" શૅલબી બોલ્યો "અને મેં આપણા ટામને વેચવાનું સાટું પણ કીધું છે."

"કોણને?" વધુ અજાયબી વચ્ચે મીસીસ શેલબી પુકારી ઉઠી "કોણને? ટોમ? આપણ નીમકહલાલ વફાદાર ગુલામ—તમોને બચગીથી રમાડનાર ટોમને? અરે ખાવીંદ? જે ગુલામને તમોએ છુટાપણું બખશવાની કબુલાત આપી હતી તેને! હા! હવે તમારા બોલવામાં શક હોયજ નહીં. હવેજ હું ખાતરીથી માનું છું કે તમોએ હેરીને—ગરીબ એલીઝાના ફરઝંદને પણ પેલા ખવીસને હાથ વેચ્યો છે. અરે મારી એલીઝા ગરીબ એલીઝા! તારા શું હાલ થશે!" અને મીસીસ શૅલબી બળાપા અને ગુસ્સા વચ્ચે ગોયા દબાઈ જવા લાગી.

"હા, મેં ટોમ અને હૅરીને બંનેને વેચવાનું સાટું કીધું છે" શૅલબીએ છાતીપરથી ભાર હલકો કરી નાંખ્યો!

પણ આપણા સર્વ ગુલામોમાંથી એ લોકનેજ કાંય પસંદ કીધાં? અરે ભરથાર જો તમોને વેચવાંજ પડે તો એ લોક સિવાય બીજા બધાંઓને વેચી નાંખો."

"એલીઝા સિવાય જો બધાંને વેચું તો તેઓ એ બન્ને ગુલોમોથી અરધું પણ દામ લાવી આપે નહીં. એલીઝાની માંગણી પણ તેણે બહુ મોટી રકમ માટે કીધી હતી.

"કંગાળ!" મીશીશ શૅલબી દાંત કચકચાવી બોલી "ગુલાંમી વેપારપર ખુદાનો શ્રાપ છે!"

"પણ તે માંગણી મેં તુચ્છકારી કાહાડી" શૅલબી બોલ્યો.

"સબર, મારા વાહાલા ભરથાર," મીસીસ શૅલબી બોલી "મને માફ કરો—પણ બોલ્યા વગર ચાલતું નથી કે, ટોમ જેવા નીમકહલાલ, બચરવાલ ગુલાંમને પરાયે હાથે વેચવો એ જુલમાત સમાન

છે. અરે ભરથાર! તે એવો છેકે આપણા માટે જાન પણ આપવા તૈયાર થાય.

"હું જાણું છું, મને ખબર છે." શેલબી ગુંચવાઇ બોલ્યો "પણ હું નાચાર છું!"

"અરે, ખુદા! મીસીસ શેલબી ખુરસીપર કઢંગી રીતે બેસતાં ઉશકેરાઇ બોલી. "ખુદાઇ કાનુનોને માન આપી, નાનપણથીજ, એ ગરીબ અભણ અને નાચાર લોકો તરફ મારી ફરજ બજાવવાને મેં પુરતું કીધું છે. તેઓને મા બાપ, ભાઇ, બેન, બચ્ચાં, અને ધરમ તરફ ફરજ બજાવવાને મેંજ શીખવ્યું છે! પણ તે સઘળું ફોકટ! ગરીબ એલીઝા આપણા વિષે શું ધારશે? અરે! હુંજ તેણીના કુમળાં મગજપર છાપ મારનાર છું કે એક જીવ—ખુદાનો બનાવેલો ફકત એકજ અમર જીવ—દુન્યાના ખજાના આગળ બેકીંમતીછે. કીંમતી માનવી, શરીર અને આત્માં વેચી શકાય?"

"હું દલગીરછું કે તુંને એ વેચાણથી એટલી બધી દલગીરી ઉપજે છે" શેલબી ટેબલપર માથું નાંખી બોલ્યો "પણ સધું ફોકટ, ફોકટ છે. બળાપો કરવામાં કંઇ સાર નથી. પ્યારી મોહોરદાર તું મારી નાણાંસંબંધી હાલતથી નાવાકેફછે. શું ટોમ અને હેરીને લીધે મારો આખો સંસાર ઉંધો વળેલો જોવાને તુ તૈયાર થશે? એ છોકરાની ચંચળાઈથી ખુશ થઇ તેને તેના કરતાં દશ ઘણી કીંમત મને આપી લલચાવ્યો! બાકી ટોમ અને હેરીને તેઓની ખરી કીંમતે વેચતાં મારા કરજનો દશમો ભાગ પણ ફેડી શકાય નહીં."

મીસીસ શૅલબી બેબાખરી બની ઉભા રહી.

"ગુલામી વેપારપર ખુદાના શ્રાપ છે!" તેણી અંતે પુકારી ઉઠી "ધણી અને ગુલામ બન્નેપર શ્રાપ છે! અરે પણ તે શ્રાપથી આપણાં કુટુંબ અને મારા ગરીબ ગુલામોને બાકાત રાખવાનો મેં ઠરાવ કીધો હતો. પણ અંતે! અરે! અંતે! બચપણથી પાળેલાં તે ગરીબ લોકને મારા આશરા હેઠળથી દુર કરવામાં આવશે."

"વહાલા ખાવિંદ" તેણીએ ઉપર આવી ઉમેર્યું "મારૂં બધુ જરીઆંન આપી દઇ તમારૂં કરજ આપવા હું તૈયાર છુ, પણ ટામ અને હેરીને તો હું કદીબી વેચવા દેનાર નથી"

"ખરી વાત એ છે" શૅલબી બોલ્યો "કે તારૂં જરીઆંન મારાં કરજ આગળ કુચ્છ બીસાદમાં નથી; બીજું, વેચાણ ખતપર સહી સાખ થયલી હોવાથી હેલી જેવો માણસ પોતાના હાથમાં આવેલી સોનાંની ચલ્લી મુકી દે એવો માણસ નથી. ખુદાના શોકર કર! કારણ તે માણસ આપણને ખુવાર કરી શકતે! યાદ રાખજે પ્યારી મોહોરદાર, કે તે બદમાસના હાથે આપણે ખાખાંખરખાં થઇ ગયાં હતે."

"અને એવા માણસનાં હાથમાં મારો ભલો ટૉમ અને બોલકણો હૅરી!" મીશીશ શૅલબી રડી પડી બોલી.

"હેલી આવતી કાલેજ તેઓનો કબજો લેનાર છે" શૅલબી પોતાની મોહોરદારને પટાવતાં બોલ્યો. "વાસ્તે હવે રડવા બળવામાં કંઇજ સાર નથી. મારી મુસ્કેલીમાં જો તું મને મદદ કરશે તો મને મોટી રાહત મળશે. આવતી કાલે સવારના આઠ કલાકને સુમારે એલીઝાને તારી સાથ તું કેઠે બાહાર લઈ જજે કે તમારી ગેરહાજરીમાં હૅરીને તે ચંડાળ ગુપચુપ ઉઠાવી જશે"

"નહી! નહી! મીશીશ શેલબી બોલી "એ ઘાટકી કામમાં હું તમોને જરાપણ મદદ કરનાર નથી. હું તેઓને જાતે મલી, એ વાત જણાવીશ. તેઓના દુઃખમાં ભાગ લઇ તેઓને દીલાશો આપીશ; હા! તેઓએ એટલું તો જાણવુંજ જોઇએ કે હું એ કામથી નારાજ—અરે દુઃખી છું!"

પ્યારા વાંચનાર! ઉપલી દુઃખદાયક વાતચીત કરનારાં ધણી ધણીઆણી ઉપરાંત તે વાત સાંભળનાર કોઈ ત્રીજું પણ ત્યાં હતું— અને તે તું ધારે છે તેમ એલીઝા પોતે હતી.

તે રાત્રે માયાળુ શેઠાણી પોતાના ખાવિંદ આગળ પોતા વિષેની વાતચીત જરૂર છેડશે એવી ખાત્રી સાથ તેણી ભરાતી છુપાતી તેઓના બારણાં નજદીક આવી, એક ખુણામાં ભરાતાં સઘળી વાત સાંભલી લીધી.

અવાજો આવતા બંધ પડી જઇ સઘળુ ચુપાચુપ થતાં તેણી વળી છુપાતી ભરાતી પોતાના ઓરડા તરફ ચાલી. ફીક્કી, ધુજતી, અને અકડાઇ ગયેલી તે શરમાળ ઓરત કંઇ જુદાજ પ્રકારની દીસવા લાગી.

"અરે! મારા બેટા! અરે! દીકરા હૅરી!" ઓરડામાં દાખલ થતાંજ તેણી પોતાના નરમ રોણસારાપર મોતીના દાણાંની માફક આંસુના કતરા નાંખતી, અને ધુજતી બોલી "તુંને વેચી નાંખવામાં આવ્યો છે! પણ નહી! નહી! તારી માતા તને બચાંવસે!

હાંફતી અને રડતી, તેણી પુતના પાળણાં આગળ ગઇ અને તે ઉંઘમાં પડેલા નાના જાનીને, વ્હાલ, ધારતી અને આશાની લાગણીઓ વચ્ચે ટીકવા લાગી.

તે ઉંઘની ગાફેલીમાં પડેલાં નિર્દોષ બાળકના ચેહેરાપર સુંદર

ઝુલફાંઓ ખોરાઇ પડેલાં હતાં. તેનું ગુલાબી મુખ અધું ખુલ્લું હતું, જેના નાના ચુરબદાર હાથો બીછાનાની બાહાર લટકતા હતા જ્યારે તેના મુખપર હસવાનો જે સંસ્કાર રમી રહયો હતો તે ગોયા સુરજના કીરણુની માફક ઝળકતો હતો.

એવા ખુબસુરત તે બાળ તરફ કોણુ ન ખેંચાય? તેની પર આવી પડવાના કાંઇ દુઃખથી આગમજથી વાકેફ થયલો એક અંજાણ્યો સખસ પણુ દુઃખી થાય, એ તદદન બનવા જોગ છે તો તે વખતની તેની ખુદ માતાની દુઃખી લાગણીઓનો શું પાર હશે?

અરે! વાંચનારી એક માતા! અરે વાંચનાર એક પીતા! તારાં ફરઝંદને તું એવી હાલતમાં મેલાયલું જોતાં તું શું કરવાનું બાકી રાખે? ઉપલી હાલતમાં તુ પોતાને મુકી જો, અને આપો આપ એલીઝાના પાર વિનાના દુઃખનો તુંને ખ્યાલ આવશે.

પણુ હવે જ્યારે તેણી વાંકી વળી ફરજંદને બોકી લેવા ગઇ ત્યારે તેણીના આંખમાંથી એક પણુ ટીપું પડયું નહીં, કારણુ આંસુથી ખલાસી પામવા પછી આપણું હઈયું કંઇ દુઃખના ચાલુ ચચવાટમાં પ્રાણીના આંસુ નહી પણુ લોહીના આંસુઓ વરસાવે છે; અને તે પણુ કોઈની જાંણુ વગર — છુપા છુપ!

ફરઝંદને ઉંઘાતું મેલી તુરત તેણી લખવાની ટેબલ પાસે જઈ એક કાગજના ટુકડા પર નીચે પ્રમાણે ચીતરી કાહાડયું;—

"મારાં વાહાલાં શેઠાંણી, તમોએ મને નીમકહરાંમ સમજવી નહી. મારે વાસ્તે તમારાં મનમાં કાંઈપણુ બુરૂં લાવવું નહી. તમો અને શેઠ વચ્ચેની વાત મેં સાંભળી છે. હું મારા ફરઝંદને બચાવવાની

કોશેશ કરીશ. મારી તરફની માયા માટે ખુદા તમોને બદલો આપે."

"એલીઝા."

ઝડપથી તે કાગજની કાપલીની ઘડી વાળી તે પર સરનામું લખી ટેબલપર મુકી દીધી.

એ કામ પુરૂં કરી નાના હૅરીના કપડાંની કબાટો ખોલી તે માંહેથી અગત જોગ કપડાંનું પેકેટ બનાવી પોતાની કમ્મરની આસપાસ બાંધ્યું, અને તે હેતવંતી માતા આવી ઘડી પળના વખતમાં પણ પોતાના ફરઝંદના એ ત્રણ માનીતાં રમકડાંઓ સાથ લેવા ચુકી નહી. સઘળી તૈયારી બાદ તેણીએ હૅરીને આસ્તે રહી જગાડયો."

"માયજી તમો મને કાંહા લઇ જાવો છો!" હેરી ઉંઘમાંથી ઉઠતાં આંખો ચોલી બોલ્યો.

"આસ્તે! આસ્તે! હેરી દીકરા આસ્તે!" તેણી બોલી "ધીમેથી બોલ મારા વાહાલાં ફરઝંદ, નહી તો તેઓ સાંભળશે! ગુલાંમી સોદા કરનાર એક ખવીશને હાથ તુંને વેચવામાં આવ્યો છે. મારા હૅરી તુંને તારી માતા બચાવશે. ચાલ વેક, આ ટોપી અને કોટ પેહેડી લે."

એલીઝાનો ધભરાટ જોઇ તે ચાલાક ભુલકું કંઇ અસાધારણ બનાવ બન્યો છે એટલું પાંમવાને ચુકયું નહીં, અને માતાના ફરમાંન પ્રમાણે ઉતાવલેથી કપડાં પેહેરી લીધાં.

સઘળું ઠીકઠાક થતાંજ એલીઝા હૅરીને કેડપર લઇ છુપા છુપ ઘરની બાહાર નીકલી પડી.

રાત ચંદની અને તારાથી ભરપુર છતાં સખત થંડી પડતી હોવાથી એલીઝાએ ધાસ્તીથી વળગી બેટેલા હેરીના આંગપર ગરમ શાલ નાંખી.

બાગમાંથી નીકળી તેની અતિ ઝડપથી આસરે પાંચ મીનીટ ચાલવા બાદ એક નાનાં ઘર આગળ આવી પુગી; અહીં આવી તેણી થોભી, અને મકાંનનો દરવાજો ધીમેથી ઠોકયો.

આ નાના મકાંનમાં રેહેનાર કોઇજ નહીં પણ હેલીને નાના હેરી સાથ વેચવામાં આવેલોં ટૉમ નામનો ગુલાંમ હતો.

"કોણ એલીઝા?" તે ગુલાંમે પોતેજ બારણું ઉગાડતાં મોડી રાત્રે એલીઝાને એકલી આવેલી જોઇ અજાયબીથી પુછ્યું. તેની પાછળ તેની ઓરત આવી લાગી.

પણ મોડી રાત્રે એલીઝાંને બાહાર આવેલી જોવાથી ઉત્પન્ન થયલી અજાયબીમાં તેણીના બીધેલા ચેહેરા અને રડતી આંખોએ વધુ ઉમેરા કીધો."

"કોણ એલીઝા?" વળી તેણે વિસ્મય પાંમી પુછ્યું.

"હા" એલીઝા ધભરાટથી બોલી "હું નાસી જાવુંછું!"

"નાસી જાય છે?" ટોમ દાચુ વકાસી દંગ થઇ બોલ્યો.

"હા, શૅલબી શેઠે, મારા હૅરીને વેચી નાંખ્યો છે."

"વેચી નાંખ્યો?" ટોમં અને તેની ઓરત બન્ને એકકે અવાજે બોલી ઉઠયાં.

"હા!"

"પણ તેં એ વાત કેમ જાંણી ?"

"એલીઝાએ ટુંકમાં બધી હકીકત જણાવી.

"અરે! ટામ તારૂં શું થશે" વાત પુરી થતાં તેણીએ ઉમેર્યું.

"મારૂં શું થશે!" અજાયબીમાં ગરક થયલા તે સીધ્ધી ગુલાંમે એક ફાળ ખાઈ પુછયું.

"શેઠે તુને પણ વેચી નાંખ્યો છે! તુને વેચાતો લેનાર ખવીશ આવતી કાલે તારો કબજો લેવા આવનાર છે."

એલીઝાનાં આ છેલ્લાં બોલવા દરમ્યાંન ટોમ દબાઇ ઉભો, પણ ધીમે ધીમે તેણીનાં બોલવાની મતલબ તેના અચબુચ ગભરાયલાં મગજમાં ઉતરતા તે એક ખુરશીપર બેસી ગયો—નહીં, ફસડાઈ પડી પોતાના ગુઠણોપર માથું નાખી દીધું.

"અરે ખુદા! અરે ખુદા!" ટામની ઓરત કગલી પડી "મારા ગરીબ ભરથારે એવો તે શું ગુનાહ કીધો કે શેઠે એને વેચી નાખ્યો ?

"શેઠનો એમાં વાંક નથી. તેવણે આ પગલું ફરજ્યાત ભર્યું છે."

"અરે પણ મારા દયાળુ બાઇએ પણ હમારી પક્ષ ખેંચી નહી ?"

"અરે, તે ખ્રીસ્તાઇ ખસલતનાં બાનુંએ, શેઠને સમજાવવામાં કાંઈ બાકી રાખ્યું નથી; એવી ભલી બાઇને આવી રીતે મુકી જવા હુ પાપ સમજું છું પણ અરે! મારા હૅરીને ખાતર તેમ કરવા સીવાએ છુટકો નથી.

"જ્યારે એમજ છે તો ટૉમ — મારા વાહલા ધણી!" તે ગરીબ બીચારી નવધાર રડતાં બોલી "તું પણ નાસી જા."

"મારે નાસવું નથી" પોતાનું માથું આસ્તેથી ઉચકતી દલગીરી પણ ધીરજથી આસપાસ જોઈ તે નીમકહલાલ ગુલામે ડોકું ધુનાવી બોલ્યો. નહી! નહી! મારે નાહસવુ નથી! એલીઝા તું જા! કારણ તારાં ફરઝંદને બંચાવવા ખાતર નાહસવાને તુંને હક છે. પણ હું તેમ કરનાર નથી! શું નાસી જઇ મારા ધણીને પાયામાલ કરૂં? તેની મીલકત વેચાવી દઉં? નહીં! મારાપર આવતું દુઃખ હું ધીરજથી સહન કરીશ" તેણે ઉમેર્યું, પણ તેમ કરતાં તેની પોહોલી છાતીમાંથી એક ઉંડી હાયનો અવાજ નીકળ્યો,—"મેં કદીબી મારો બોલ તોડયો નથી. મેં કદીબી એક ખોટું કામ કીધું નથી, ત્યારે ઓ પ્યારી વાયલા હું છેલ્લી ઘડીએ મારા ધણી સાથ દગો કરી તેને પાયમાલ કરવાનું ખોટું કામ શા માટે કરૂં? એલીઝાના કહેવા પ્રમાણે શેલ્બી શેઠનો કાંઇપણ વાંક નથી. વાદ રાખજે, વાયલા, કે તે શેઠ તારી અને મારા બચ્ચાંઓની અચ્છી સંભાળ લેશે."

અહીં તે કમબખ્ત ગુલામ, કરચલી વળેલા ગુચ્છાદાર બાલવાળાં નાના નાના માથાંઓથી ભરપુર ખાટલીઓ તરફ ફર્યો અને મોટે સાદે રડી પડી બન્ને હાથો વતી ચેહેરાને ઢાંકી દઇ એક ખુરશીને અઢેલી પડયો.

ભારી અને ખોખરાં ડચકાંઓથી તે ખુરશી ધ્રુજી રહી, અને તેની રડતી આંખોના આંશુઓ, ચેહેરાપર ઢાંકેલા હાથના આંગળાઓપરથી સરી પડી જમીનપર ટપકવા લાગ્યા.

આંસુઓ, સાહેબો, એવાં આંસુઓ, કે જે એક પીતા પોતાના બાળકોના મરણથી પાડી શકે; આંસુઓ, બાનુંઓ, એવાં આંસુઓ, કે જે ફકત એક માદર વાહલાં બાળકને મરતાં દેખીનેજ પાડી શકે!—કારણ સાહેબો, તે ગુલાંમ એક ગુલાંમ છતાં માણસજ હતો, અને તમો પણ એક માણસજ છો, અને બાનુંઓ, જો કે તમો રેશમી પોષાકો અને જરીઆંનોથી સજાયલાં છો, તોપણ જીંદગીના જુદા જુદા તબક્કાઓની આફતો અને માહાન દુઃખો દરમ્યાંન, તમે ફકત એકજ—એકજ લાગણી ધરાવી શકો છો!

“ નાહસ એલીઝા નાહાસ ” અંતે ટૉમ જરા ધીરજ ધરી બોલ્યો “ ઉતાવલે પગલાં ભરશે નહી તો તારા ઘણા બુરા હાલ થશે. જા, ખુદા તુંને યારી આપે.”

“ હા, હું જાઉંછું” એલીઝા જતાં જતાં બોલી “અરે પણ મારા વાહાલા જીયોર્જ—મારા પ્યારા ખાવિંદને કેહેજો કે હું ટુટેલાં જીગરે તેને છોડી ગઇ છું ”

આસીરવાદ, આંસુંઓ, અને છેલ્લી સલામોના ભેગા કોલ કરાર વચ્ચે એલીઝા નાના હેરીને લઇ પવન વેગે નીકલી ચાલી—દોડવા લાગી.

# પ્રકરણ ૫ મું.

## સોધ.



મી૦ અને મીસીસ શૅલબી રાખેતા પ્રમાણે બીજી સહવારે સવારે ઉઠવાને બદલે ઘણા મોડાં ઉઠયાં કારણ દલગીરીએ તેઓને મોડી રાત સુધી જગાડયા હતાં.

" અજાયબ જેવું છેકે એલીઝા હજુ ઉપર કેમ આવતી નથી ?" મીસીસ શૅલબી એલીઝાને ફોકટ હાંકો મારતી થાકી જઇ બોલી.

આખા ઘરમાં એલીઝાને નામની બુમ પડી રહી, મીસીસ શૅલબી નીચે શું ગડબડ થાયછે તે બાબેની તેહકીક કરવા નીચે ઉતરવા જતી હતી તેટલા એક ગુલામ—છોકરો ગભરાટમાં ઉપર ચહડી આવ્યો.

"બાઇ! શેઠ! એલીઝા, નાના હૅરીને લઇ કેંઠે નાસી ગઇ છે! તેણીના ઓરડાનું બારણું ઉગાડું જોતાં હું અંદર દાખલ થયો, જ્યાં એલીઝાને જોવાને બદલે ટેબલપર આ ચીઠી પડેલી જોઇ, જ્યારે કબાટો સઘલી છડેચોક ઉંગાડી હોવા ઉપરાંત કપડા, લત્તા અને હૅરીને રમવાના રમકડાં એ સર્વે વેર વીખર પડેલું હતું."

શેઠ શેઠાણી એક એકનો ચેહેરો જોવા પડયાં.

"પરવરદેગાર તારો શું આભાર માનું! મીશીશ શૅલબીથી ખુશાલીના આવેશમાં બોલાઇ ગયું.

"બેવકુફ અનાડી ! એ તું શું બોલી ?" શેલબીએ બીજાસ ખોઈ પોતાની ઓરતને સખત ઠપકો આપ્યો "તુંને મારી આબરૂની જરાપણ દરકાર નથી. જો એલીઝા ખચ્ચીત નાસી ગઇ હશે તો મને કેટલું ખરાબ લાગશે ? હેલી મારે માટે શું ધારશે ? મારી આબરૂને કેવો ધોકકો !"

બારણાં બારીઓ ઉંગાડ ઢાંકવાનો અવાજ, દોડધામ, બુમાબુમ અને ગડબડ સ્હેજમાં પંઠરાઇ ગઇ."

શેઠે કીધેલા હુકમની રૂએ, ગોરા, કાળા, ઘઉંવર્ણા, રંગબેરંગી મુખડાઓ, ખુણે ખટોલે અજાયબીથી દાચાં વકાસી, એલીઝાની સોધ ખોલમાં કામે લાગેલાં નજરે પડયા.

પણ, સર્વેની એકજ ઉમેદ હતી—સર્વ કોઇ ખરાં દીલથી ઇચ્છતું હતું કે, એલીઝા ખચ્ચીત નાસીજ ગઈ હોય.

"વડી રાંધનારી, તેમની ઓરત વાયલા, જો ચાહતે તો એ બાબદમાં ઘણું અજવાલું નાંખી શકતે, પણ તેણી કંઇપણ ગડબડ કરવા વગર ચુપકીદી અખત્યાર કરી બેઠી હતી. તેણીના કાળા ચળકતા અને સદાના હસતા મુખડાપર હમેશની ખુશાલી નજર ન પડતાં, રઠમેસપણે તેની રાંધણીના કામમાં રોકાયલી માલમ પડતી હતી.

સોધ ખોલને અંજામ આવ્યો, સર્વ કોઇની ખાત્રી થઈ કે એલીઝા નાસી ગઇ હતી.

કુડીબંધ સિધ્ધી ભુલકાંઓ પેલા ગુલામી વેપારી પર ગોયા તેના ધંધા તરફના અણગમા માટે વેર લેવાનો એકજ મનસુબો કરી;

વરંડાના કઠેરાઓ પર ઝગડાની માફક ચહડી બેઠાં; અને દરેક જણુ તે ગુલામી સોદાગરને તે અણુગમતી ખબર સર્વથી પેહેલાં આપવાને ટાંપી રહયું.

"કોથું ભોપ થશે!" નાનો એન્ડી કાલી મેસ જેવી બોમ્બી ધવડતો બોલ્યો.

"ખાસી પંહાડ ફાટે તેવી ગાલો નહી દેશે કે!" એન્ડીની બેન મેન્ડી, ખુબ હસ્તી, દુધ્યા રંગના દાંતોની બે હારો બતાવતાં બોલી.

અંતે હેલી વરીમતરાક થઇ આવી લાગ્યો.

નાનાં સીધ્ધીઓએ તેણે ઘેરી લઈ ખુબ બનાવવા માંડયો અને દરેક મુખમાથી માઠા સમાચાર નીકલી રહયા.

નાની સીધણુ મેનડીની અગાહી ખરી પડી.

હેલી નાસીપાસીની અગનમાં પોતાના ખરાં રૂપમાં પ્રગટી નીકલી સધ્ધાને ચોપરવાદીનો સરપાવ આપવા લાગ્યો.

તેણે હાથમાં પકડેલા ઘોડાના ચાબકાના ડરથી તેઓ દુર ખસી ગયાં ખરાં, પણુ એક એકને ગળે લાગી ઢગલો થઇ પડતાં, પેંપુંના અવાજ વચ્ચે તેઓએ તેની ઠેકડી કરવાનું તો ચાલુજ રાખ્યું.

હેલી અકૂળાતો ઝીકાતો, શૅલબીના ઘરમાં દાખલ થઈ, વગર રજાએ તેના આરામ લેવાના ઓરડામાં ઘુસી ગયો.

"એ શું ખરી વાત છે, શૅલબી, કે પેલી ગુલામડી, મેં ખરીદેલા છોકરાને લઈ નાસી ગઇ છે?" તેણે શૅલબીને ખુબ ચીઢવતાં પુછયું.

"મી૦ હેલી" શૅલબી મીજાસ ખોઈ બોલ્યો "તમારા જેવા બેઅદબ શખ્સ સાથ હું વાત કરવા રાજી નથી."

"હું માંફી માગું છું" હેલી બોલ્યો "પણ એ વાત સાંભળી હું મારી અજાયબી દબાવી શકતો નથી. શું એ વાત ખરી છે?"

"સાહેબ," શૅલબી બોલ્યો "જો તમો મારી સાથ વાતજ કરવા માંગતા હોવો તો, ગ્રહસ્થપણાનો કાંનુન યાદ રાખી સભ્યતાથી બોલો"

"અહીં આવ એન્ડી છોકરા" તેણે પેટ પકડી હસ્તા નાન એન્ડી તરફ જોઇ ઉમેર્યું "આ ગ્રહસ્થની ટોપી તેમજ ચાબકો લઇ બાજુએ મુક"

"સાહેબ" તે હેલી તરફ ફરી બોલ્યો "મેહેરબાની કરી આ ખુરશીપર જગા લેવો."

હેલી ખુરશીપર બેસી ગયો.

"હા સાહેબ!" શૅલબી બોલ્યો "મને દલગીરીથી જણાવવું પડે છે, કે ગઇ કાલની આપણા વચ્ચેની ચાલતી વાત તે છોકરીએ કોઇ ફાસમે સાંભલી લઈ, ગભરાટની મારી પોતાનાં બચ્ચાંને લઇ નાસી ગઈ છે"

"હું આ કામમાં વાજબીપણાંની આશા રાખતો હતો" હેલી શક લાવી બોલ્યો.

"સાહેબ!" શૅલબી દમાંમથી બોલ્યો "તમારા આ ટીકાની મતલબ મારે શું સમજવી જોઇએ? યાદ રાખવું કે, મારી આબરૂપર સખુન લઇ જનાર શખસ માટે મારો એકજ જવાબ છે"

નીચ, હીચકારો, ગુલામી સોદાગર શૅલબીના તાપ આગલુ દબી ગયો. જવાબમાં ફક્ત તે ધીમું અવાજે કંઇ બબડવા લાગ્યો.

"મી૦ હેલી" શૅલબી બોલ્યો "તમોને અતિ દલગીર થવાનાં પુરતાં કારણો છે, એજ જાણીને, મારા આરામ લેવાના ઓરડામાં વગર રજાએ ઘુસી આવવાની તમારી બેઅદબ ચાલ માટે અખાડા કરૂં છું, પણ તે છતાં મારે એટલું તો તમોને કહેવુંજ પડશે કે તમારી પાસે ગમે એવા કારણો હોવા છતાં મારી આબરૂપર શક લઈ જવા તમોને દેનાર નથી. તમારી મના પાછી મેળવી આપવાને હું બંધાયલો છું એટલું તો મારે કબૂલ કરવુંજ જોઇએ, અને તે માટે મારા નોકર નફરો, ગુલામો, ગાડી અને ઘોડા તમારી સેવામાં તૈયાર છે, જેઓની મદદથી તમો એ છોકરીની પુઠ પકડી, તેણીને આસાનીથી પકડી શકશો. ટુંકમાં હેલી" શૅલબી એકાએક બોલવાની ઢપ બદલી નરમ અંવાજે બોલ્યો "તમારે માટે સૌથી સરસ રસ્તો તો એજ છે કે, તમારો સ્વભાવ કાબુમાં રાખી જરા જીવને શાંતી આપો. ચાલો નાસ્તો તૈયાર છે, જેને ઇનસાફ આપવા બાદ શું કરવું તેને વિચાર કરીશું"

મીશીસ શૅલબી આવો રાહધાટ જોતાં કંઈ કાંમનું બાહણું કાઢી, નાસ્તાપર સાથે બેસવાનું ના પાડી ઉઠી ગઈ.

"મડમ સાહેબને ગરીબની હાજરી પસંદ હોય એમ લાગતુ નથી" હેલી જરા હસીને બોલ્યો.

"મારી મોહોરદાર વિષે એટલું છુટથી બોલાતું સમંજવાનું મને પસંદ નથી" શૅલબી વળી દમામમાં બોલ્યો.

"એ તો સ્હેજ મેં મશ્કરી કીધી, મી૦ શૅલબી" હેલી ખ-સ્યાણો પડી બોલ્યો.

"હા, પણ કેટલીક મશ્કરીઓ, બીજીઓ કરતાં, પસંદ કરવા જોગ નથી."

"નખ્ખોદ ગીયામાં આજે કેટલો ફેરફાર?" હેલી મનમાં ફફડયો.

ટામ અને એલીઝાના બેટા હેરીના વેચાંણને લગતી વાત શૅલ-બીના સઘલા ગુલાંમોમાં ફેલાતાંજ, તેઓના હોશકોશ ઉડી ગયા.

અજાયબીમાં ગરકાવ થઇ તેઓ સાથે મલી ફીકરમંદીથી એક એક સાથ ગુસ ગુસ કરવા લાગયા. શૅલબી તેઓને કદીબી પરાયે હાથે વેચે નહીં, એવી તેઓની આજદીન સુધી પકી ખાતરી હતી, પણ હવે તો તેઓને જુદીજ બાબદપર વીચાર કરવાનો હતો.

હેલીને હાથ વેચાયલો ગુલાંમ ટામ, સર્વ ગુલાંમોપર સરદાર સમાન હતો, પણ તેના જવા પછી, તેની જગા લેવા માટે સૅમ નાંમનો ગુ-લાંમ તૈયાર થયો. આ ગુલાંમ, ઘણો પ્રમાણીક છતાં, બલકું મગજનો હોવાને લીધે, બીજા ગુલામોં માફક ભવિષ્યની ફીકરમાં ન પડતાં, ટામના જવા પછી ગુલાંમોપર સાહેબી કરવાના ખ્યાલથી ખુશ થવા લાગ્યો.

સૅમ ખુશાલીમાં હતો.

ગુલાંમોમાં પોતાના ભવિષ્ય વિષે વાત ચાલતી હતી, તેટલાં એન્ડી ગુલાંમ તેઓ વચ્ચે દાખલ થયો.

"સૅમ" તે બોલ્યો "શૅલબી શેઠે ગાડી જોડવાનો હુકમ આપ્યો છે, કારણ આપણને પેલા હેલી સાથે એલીઝાની પુઠ પકડવી છે."

"ઠીક છે" સૅમ છાતી ઠોકી બોલ્યો "બચ્ચાજીઓ! શેઠે ગાડી જોડવાનો હુકમ મોકલ્યો છે તેપરથી તમારી ખાતરી થશેકે આવતી કાલથી ટૉમની જગા હું લેનાર છું. સર્વ જણાઓએ મારા હુકમને તાબે થઈ ચાલવું પડશે. મારા નવા ઓધ્ધાની ફરજ હું કેવી રીતે બજાવું છું તે તો જુવો. બોલ બોલતાં એલીઝાને પકડી પાડી સર્વની સાબાસી મેળવીશ."

"અરે પણ સૅમ, એન્ડી કાનમાં પડી બોલ્યો. "શેઠાંણીની મરજી નથી કે એલીઝાને પકડવામાં આવે, સંભાળજે નહીં તો મરીજ ગયો!"

"એ બાબદ તેં કેમ જાણી" સૅમ આંખો ફાડી બોલ્યો.

"કોઇપણ રીતે પણ એટલું તો ચોક્કસ છે કે તેણી એલી-ઝાના પકડાવાથી નાખુશ થશે"

સેમ માથું ખંજવાળી કોટને બટનો પોરવતાં વીચારમાં ઉભો, જે-માંનું એક કોઠે પડી જવાથી તેની જગા સોડાવાટરના બાટલીના તારે લીધી હતી.

પુખ્ત વીચાર કરવા બાદ તેણે એન્ડીની શીખામણ પ્રમાણે ચા-લવાનો ઠરાવ કીધો, જે ઠરાવ સાથ વળી કાંઇ બીજો વીચાર પણ તેના મગજમાં ઝટ આવી ગયો.

આંખોના ડોળાઓ ગુમાવતો અને હસી હસી સુફેદ દુધ્યા રંગના દાંતોની બે હારો બતાવતો, તે સિધ્ધી બાઈ ગાડી જોડવા ગયો, જે કાંમ કરવા પછી તેણે હેલીના સ્વારી કરવાના ઘુરાની ટટુની ભેટ લીધી.

"અરે વાહજી!" પીઠ ઠોકતાં તે જાનવરનો તીખાસ જોઇ તે બોલ્યો "જાણીદાર જાનવર તો ખરૂં! તારી બરાબર ખબર લેવાશે!"

પંપાળતો પસવારતો તેણે તે સ્યાણા પ્રાણીને થંડો પાડી, આસપાસ જોતાં ઠીક લાગ જોઈ સ્વારીના જીનની નીચે કંઇ કાંટા કાંટાવાલી ચીજ સેરવી દીધી, અને જીનને પાછું ગોઠવી ઠીકઠાક કરી, આંખો ઘુમાવતો અને ધુમ હસ્તો ત્યાંથી ખસી ગયો.

"સેમ! સેમ!" માશીસ શૅલબીએ તેને બોલાવ્યો "તું અને એન્ડી હેલી સાથ એલીઝાની પુઠ પકડવા જવા, પણ જો જો હં! આપણો ઘોડો ગઇ કાલનો લંગડાયલો છે વાસ્તે ઘણો દોડાવો નહી!"

સેમે તેમ કરવાનું માથે લેતાં મીશીશ શૅલબી ત્યાંથી જતી રહી.

"એન્ડી" સેમ એન્ડીને આંખો મારતાં બોલ્યો "હેલીનો ઘોડો ઘણો તુફાંની છે! જોજે હં!"

"અરે વાહ!" એન્ડી, કંઇ નવું જુનું થશે એવું પાંમી જઈ દાંત કહાડવા લાગ્યો.

"અને જો" સેમ બોલ્યો "હેલી જેવો દુર જઈ પડે કે એના ટટ્ટુને થંડો પાડવાની આપણી ફરજ છે આપણે તેને નાસી જતો અટકાવશું! હા! જરૂર અટકાવશું!

અને તે બે સિદ્દીભાઇઓ પોત પોતાના ખભાંપર માથાંઓ નાંખી દઇ, તચાકડી ફેંડી નાચવા લાગ્યા!

હેલી બહાર આવી લાગ્યો. દીલખુશ કારીના કપો ચોક્કસ સંખ્યામાં લીધાથી તે જરા શાંત લાગતો હતો.

એન્ડી અને સેમ પોતાની તૈયારીઓ કરવા દોડધામમાં પડયા.

પોષાક સજી તેઓ હેલી પાસ આવી ઉભા, જે પોષાક જો કે સાધારણ હતો તે છતાં ફકત એકજ ચીજ નવાઇ ભરેલી હતી.

બંનેના માથાપર ટોપીને બદલે ખજુરીના પાંદડાંની બનાવેલી પટીઓ હતી, કે જેની બરાબર વચમાં એક લાંબી અને તિક્ષણ સલી વણી લીધેલી જોવામાં આવતી હતી.

આ જોઇ હેલી જરા અજાયબ થયો ખરો, પણ એલીઝાને પકડવાના વીચારોમાં તેનું મગજ રોકાયલું હોવાને લીધે તેણે આ બાબદની કંઇ દરકાર કીધી નહીં.

સર્વ તૈયારી કરી તેઓ "સાહેબને" મદદ કરવા દોડયા.

"પોર્યાઓ" હેલી પોતાના ટટુ આગળ જઇ તેપર સ્વારી કરવાની તૈયારી કરતા બોલ્યો "હુસ્યારી રાખજો, આપણને જરાપણ વખત ખોવો નથી"

"જરા પણ નહી!" સેમ હેલીના હાથમાં ઘોડાની લગામ આપી પાવડો ધરતાં બોલ્યો, જ્યારે એન્ડી, ગાડીમાં જોડેલા ઘોડાને છોડવાના કામમાં મશગુલ થયો!

"ઠીક છે!" હેલી જીનપર ચહડતાં બોલ્યો; પણ બાપડો હજુ બેસવા પાંમે તેટલાં, કોણ જાણે શું કારણસર તેના "પાણીદાર" ઘોડાએ એક સખ્ત આંચકો ખાઇ પોતાના ભલા શેઠને આસરે પાંચ છ વારને છેટે ફેકી નાસવા લાગ્યો. સેમે અજાયબીની એક બુમ પાડી તે ઘોડાની લગામ પકડવાની કોશેશ કરવામાં કંઇ બાકી રાખ્યું નહી,

પણ સદ હજાર અફસોસ! માથાંમા પેહેરેલી પેલી ખજુરીની પટીની વચમા ગુંઠેલી પેલી લાંબી અને તિક્ષણ સલીજ તે ટટુની આંખમાં મોકવા ફતેહ પામ્યો!

અલબત! આથી કાંઇ તે પ્રાંણી શાંત થયુંજ નહીં, અને એક જોર માંરી સેમને બાજુ નાંખી દઈ તિરસ્કારના એ ત્રણ ખંખાર મારી હવામાં ઉડવા લાગ્યો, જ્યારે આગમજથી કીધેલાં "કંન્ટ્રાકટ" ની રુએ એન્ડીએ ગાડીમાં જોડેલા ઘોડાને પણ છોડી દીધો, જે પણ પેલી સલીની જાદુઇ અસરથી ગરમ બની જઈ, હેલીના ઘોડા પાછળ દોડવા લાગ્યો.

દેખાવ જોવા લાયક થઇ પડયો!

સેમ અને એન્ડી, બુમો પાડતા, ફકત દશ પંદર વારના ઘેરાવા અંદરજ અહીં તહીં દોડધામ કરતા નજરે પડયા. કુતરાંઓ ભોંસી બુમરાંણ કરવાં લાગ્યાં, માઇક, મોઝ, મેન્ડી, ફેની વગેરે હબસી ભુલકાંઓ, બહુજ ઉલટથી, જરાપણ ઠાકયા વગર, તાબડા ફોડી હુરરેનો પુકાર કરતાં ધરતાં ધરાયાં નહીં

હેલી જમીનપરથી ઉઠી સંધાઓને ચોપરવાદીનો સરપાવ આપવા લાગ્યો; અને શેલબી અને તેની મોહોરદાર કલેજા પકડી હસવા લાગ્યાં. તેઓને એ બાબદનો ભેદ સમજ પડયો નહી, પણ મીસીસ શેલબી એ સેમનું કંઇ કારસ્તાન નકકી ધાર્યું.

અંતે એન્ડી અને સેમ ઘોડાઓને પકડવા તેઓ પાછળ દોડ્યા, અને એક કલાકની મોટી ઝેહેમત પછી હેલીનો ઘોડો જરા ઠંડો પડી ધીમો થઈ ગયો, પણ સેમના તેની પાસે જઇ લાગતાં વળી પેલી

સલીની કંઇ જાદુઈ અસરે, હેલીના મોટા ફડફડાટ વચ્ચે, ચારે પગે દોડવા માંડયું.

સૅમના "પકડો! પકડો!" ના પુકારોને કંઇજ વજન મળ્યું નહી.

અંતે બપોરના બારને અમલે તેઓએ બન્ને ઘોડાઓને પકડી પાડયા.

"અંતે મેં એને પકડયો!" સૅમ હેલી તરફ જોઈ ફતેહની ધુપે બોલ્યો.

"તેં" હેલી બબ્બારી ઉઠયો "નાપાક! તારે લીધે તો આ બનાવ બન્યો."

"જોયું કેની? ભલાંની દુન્યાજ નથી!" સૅમે મોહોડું કુમલાવી નિર્દોષ દેખાવે એન્ડી આગળ મોટો બળાપો જાહેર કીધો.

"વારૂં! વારૂં!" હેલી અધીરાઇથી બોલ્યો "તમારી મોહોકાંણમાં મારા ત્રણ કલાક ફોકટમાં બરબાદ ગયા. ચાલો પુઠ પકડવાની તૈયારી કરો."

"શું?" સૅમ ભવાં ચહડાવી, બહુજ અજાયબ થઇ જઇ બોલ્યો "આટલી રખડ પછી જરા પણ આશાયેશ નહી? સાહેબ, હમોને કંઇ નહીં તો બે કલાકની પણ આશાયશ મળવી જોઇએ!"

મીસીસ શેલબી જેણી પોતાની મોટી ગમત વચ્ચે આ વાત સમજતી હતી તેણીએ આ કટોકટના વખતમાં, એલીઝાને નાહાસવાનો વધુ વખત આપવાની મતલબથી, પોતાનો ભાગ ભજી બતાવવાનો ઠરાવ કરી હેલી પાસે આવી, અને તેનાં કામમાં નહીં ધારેલી અડચણ

આવી પડેલી જોઇ ઘણીજ નમનતાઇથી પોતાની દલગીરી જાહેર કરી એમબાને એમબાહ જમીનેજ જવાની બોહોસ કીધી.

હેલીને પોતાની મરજી વિરૂદ્ધ તેમ કરવાની ફરજ પડી, અને મીશીશ શેલ્બી, તેણી સાથ ઘરમાં દાખલ થઈ.

જ્યારે સેમ અને એન્ડીએ આખો ગુમાવતાં તબેલા તરફને રસ્તો લીધો જ્યાં તેઓની મત અને ટેકડીનું પુછવુંજ શું?

---

## પ્રકરણ ૬ ઠું

### માદરની જેહમત.



આગલાં પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે, મધરાતને સુમારે, ટોમનું ઘરમાંથી નીકલી આગળ વધતી એલીઝાના દુઃખી દીલનું બ્યાંન કરવું મુશકીલ છે.

દરેક ઓળખીતી જગાઓ છોડી તેણી આગળ વધી; જે જગાપર તેણી ઉછરી હતી, જે ઝાડોની નીચે બેસી બાળ વયથી રમતી હતી, જે બાગોમાં પોતાની ધણી સાથ ફરી ખાવિંદને દીલખુશ વાતોથી રીઝવા પોતાનું અને તેનું મનરંજન કરતી હતી, તે સર્વની

તરફ એક પણ નજર ન ફેંકતાં દીવાનીની માફક આગળ અને આગળ દોડી.

તેણીના મગજમાં ઘોળાતા સર્વ બુરા ખ્યાલોમાં આવતા ભયની સમજ ધરાવતો માતા તરીકેનો પ્યાર તેણીને વધુ પજવતો હતો. નાનો હેરી તેણી સાથ ચાલી શકે એટલું કઉવત ધરાવતો હતો તે છતાં તેને જમીનપર ઉભો રાખી તેને પાંખડી પકડી ચલાવવાનો ખાલી ખ્યાલ વટીક તેણીને ધ્રુજાવવાને બસ હતો!

બરફપર ચાલતાં થતા અવાજથી તેણી ધ્રુજવા લાગી, ઢીલતાં પાંદડાંનો અવાજ વટીક સમજી તેણીને ધરકા પડવા લાગયા, જે ધાસ્તીઓની અસરે તેણી બમણા જોરે દોડી, જેમ કરતાં તેણીનાં બદનમાં પ્રસરી રહેલું અસાધારણ કઉવત જોઇ તેણીને પોતાને અજાયબી લાગી તંદરોસ્ત નાના હેરીનું ભારી વજન તેણીને પીછાં સમાન હલકું લાગયું.

ધાસ્તીનો દરેક આંચકો, તેણીમાં ઉતપન્ન થયલાં અસાધારણ જોરમાં વધુ અને વધુ ઉમેરો કરતો રહયો અને તે સાથ તેણીના ફીકકા હોઠોમાંથી બંદગીના અવાજો નીકલી રહયા "મદદ! મદદ! ખુદા મને બચાવ—મારાં બચ્ચાંને બચાવ!"

અરે વાંચનારી બાનુ! જો તું એક માતા હોય અને તું જાણતી હોય કે તારાં બચ્ચાંને આવતી કાલે કોઈ દોજખી ગુલાંમી વેપારીને સપુરદ કરવામાં આવનાર છે—જો તેં તે ખવીસને જોયો હોય, તારી ખાતરી થઇ હોય કે તેને વેચવાના ખતો પર સહી વટીક થઇ ચુકી છે, અને તેને બચાવવાને ખાતર મધરાતના ૧૨ નાં અમલથી તે સહવાર પડતાં સુધીનોજ વખત ફકત તુંને મળતો હોય તો તું કેટલી

જોરમાં દોડે વારૂં ? કેટલા માઇલો, તારાં નિર્દોષ બચ્ચાંને છાતીએ દાબી દોડે વાર-ના ઉડે ?"

"માયજી, મને જાગવાની કંઈ જરૂર છે?" હેરી ઝુકણુ અા-નાં બોલ્યો.

"નહી, મારા લાડકવાયા જાંન" એલીઝા બોલી "તું એલાશક સુઇ જા."

"પણ માયજી, મારા ઉંગાઇ જવા પછી, તમો કહો છો તેના હાથમાં મને જવાતો નહીં દેશો કેની ?"

"નહી! નહી! ખુદા મારી મદદે આવશે" દુઃખી માતા વધુ" ફીકકે ચેહરે બોલી.

"તમારી ખાતરી છે?"

"હા મારી ખાતરી છે" એલીઝા બોલી પણ પોતાના અવાજે પોતેજ ચોંકી, કારણ તેણીને લાગ્યું કે તે અવાજ ખુદ તેણીનો ન હતો.

હેરી માદરના ગલાંપર માથું નાંખી સુઇ ગયો, જેના ગરમ હાથો અને દમ તેણીના દીલને લાગતાં ગોયા વીજલીક પ્રવાહ તેણીના બદનમાં નાંખી હોય તે માફક તેણીની દરેકે દરેક હીલચાલમાં આતશી શોલા બરપા કીધો !

આહા! મગજની હાલતની અસર બદનપર નવાઇ જેવી છે, જે જીવ સટોસટના વખતે લોહીને સુરીલું બનાવી, નસોને બોખંડી તારની ઉપમાં આપી, થોડા વખત દુબેળને જોરાવર બનાવે છે !

ઓહીઓળાં ખેતરોની હદ પસાર કરી સહવારૂં પડતાં તેણી ધોરી રસ્તાપર આવી ચહડી.

તેણીનો પેહેલ્લો વીચાર પાસે આવેલું એક ગામડું પસાર કરી, આંડી પડેલી ઓહીયો નદી ઓલંગવાનો હતો; ત્યારપછી ફકત તેણીએ ખુદાપરજ વિશ્વાસ રાખવા ધાર્યો.

સહવારૂં પડતાં પકડાઈ આવવાની ધાસ્તીને લીધે તેણીએ હેરી નીચે ઉતારી પોતાનો પોષાક સરખો કરી મધ્યમ પગલે ચાલુ મુકયું.

ધોરી રસ્તો પસાર કરી તેણી ગીચ જંગલમાં આવી પુગી જ્યાં વેહેતા ઝરામાંથી નિર્મળ પાણી લઈ તરસ છીપાવી, જંગલમાં ઉગતાં ફળો તોડી હેરી આગળ મુકયાં. જેણે પુનસાફ આપતાં, હેરીએ પોતાની માતાને જમતી નહીં જોઇ, તે હેતવંતાં બાળકે તેણીની ગરદન આસપાસ નાના હાથો નાખી તેણીના જરદ ચેહેરા તરફ ટગર ટગર ટીકી તેણીના મુખમાં ફળના કટકાઓ ઠોકેલ્યા—પણ તે ભુકલાઓ એલીઝાનં ગલામાં ગુઠવા લાગયા.

"નહી! નહી! બેટા મારા! ઓહીયો નદીને પેલ પાર જવા અગમજ મને ખાવું હરામ છે"

દશ મીનીટના વીસામાંબાદ તેણી આગળ વધી અને સુરજ અસ્ત પામવાને એક કલાક આગમજ ઓહીઓ નદીને કીનારે આવી પુગી.

પણ ઓ નીરાસી!

એલીઝાની નીરાસીનો શું પાર? શિયાળાની સખત ઠંડીને લીધે નદીનું પાણી કોઇ કોઇ ઠેકાણે બંધાઇ જઇ બરફના ટુકડા જગે જગે

તરતા હતા. નદીની એવી અરધ બંધાયલી હાલત વચ્ચે પેલે પાર જવા માટે હોડીઓ ભાડે મલી શકે એ માટે તેણીને શક ઉપજ્યો.

એલીઝા કીનારા પર આવી ન ધારેલી અડચણ જોઇ નાસીપાસી વચ્ચે ઉભી રહી; અને થોડો વખત થોભી પુછપરછ માટે તે નદીના કીનારા નજદીક આવેલાં એક હોટેલમાં દાખલ થઈ.

આ હોટેલની માલેકણ કે જેની રાંધવાના કામમાં મશગુલ હતી તેણીએ એલીઝાને અચ્છો આવકાર આપ્યો.

"પેલે પાર જવા માટે કોઇ બોટવાલો મળી આવશે?" એલીઝાએ પુછ્યું.

"નહી" તે માલેકણે જવાબ આપ્યો "આજથી બોટો બંધ થઇ છે" પણ તું પેલે પાર જવા માટે એટલી અધીરી કાંય છે?" તેણીએ એલીઝાનો ગભરાયલો ચેહેરો જોઇ શકથી પુછ્યું.

"પેલે પાર આવેલાં એક ગામડાંમાં મારૂં એક બચ્ચું ઘણું બેહાલ છે" એલીઝાએ કહયું "જે ખબર આજે બપોરે સમજી હું આટલી ઉતાવળથી અહીં આવી છું કે તે મારાં બચ્ચાંને હું જીવતું જોઇ શકું".

આ ખુલાસાથી પેલી માલેકનનો શક દુર થયો અને તેણીએ એલીઝાને આરામ લેવા માટે બોંહોન્ન કરી તેણીને એક ઓરડામાં લઇ ગઇ જ્યાં હેરી થાકને લીધે તુરત ઉંઘમાં પડયો.

પ્રીય વાંચનાર! એલીઝાને અહીં પડતી મુકી આપણે તેણીની પુઠ પકડનારાઓની ખબર થઇએ"

* * * * *

જો કે મીશીસ શૅલબીએ હેલીને ખાણાંનો જલદીથી નીકાલ લાવવાનું વચન આપ્યું હતું ને છતાં તેમ બની શકયું નહી.

ગુલામોમાં કંઈ કારણને લીધે એવો ખ્યાલ બેઠો કે હેલીને ખોટી કરવાથી બાઇ સાહેબ ગુસ્સે થનાર નથી, અને તેનાં પરિણામ તરીકે તે દીવસે કંઈ સંખ્યાબંધ અકસમાતો બનવા પામ્યા.

ઇંગ્રેજી ખાણાંની પેહેલીજ "દીશ" સુપ ઘોળી નાંખવાની એક સિદ્ધી ભુલકાંએ બેદરકારી વાપડી, જે ફરીથી બનાવતાં ટોમની ઓરત વાયલાંએ લગભગ એક કલાક ઉપર ગાલી કહાડયો.

હેલીએ અધીરાઇથી સુપ વગર ચાલશે એવું જણાવી ખાણું આગળ ચલાવવાની માંગણી કીધી પણ મીશીસ શૅલબીને તેમ કરતાં ઘણીજ શરમ લાગી અને સુપ આવી લાગતાં સુધી હેલીને થોભવાની કાકલુદી કીધી.

એક નાપાકે જમવાના ઓરડામાં કંઇ અકસ્માતને લીધે પાંણીનો મસ મોટો હાંડો તોડી પાડયો, જે પાણી સુકાવી નાંખવાને લગભગ બીજો અરધો કલાક જતો રહયો. અને હજુ તો તે ઓરડો પુરે પુરો સુકાયો નહીં તેટલાં બીજાએ જમવાના કોડી કાંમનો આખા સટનો ખુરદો કરવાની ભુલ કીધી. મીશીશ શૅલબીને ઘણુંજ ભારી પડી ગયું અને હેલીની હજારો હજાર માંગી ચાલી કંઇ ઉપાય નહીં રેહેતાં ખાણું

થોભાવી બજારમાંથી એક આખો સટ વેચાતો લઇ આવવા એક ગુ-લાંમને દોડાવ્યો.

હેલીનો તો દમજ ઉપર આવી ગયો. તે ખુરશીપર નહી ઠરતાં અકરવકરે આખે ઓરડે ફરવા લાગયો.

અંતે ખાણાંનું કામ આગળ ચાલ્યુ.

શૅલબીએ ટોમને પોતાની પાસે બોલાવ્યો.

"ટોમ" શૅલબી માયાથી બોલ્યો "આવતી કાલે તું મારેથી છુટો પડનાર હોવાથી, આજનો દીવસ હું તુંને છુટાપણું બક્ષું છું ". આ ગ્રહસ્થને મેં તું કાલે સહવારે આ જગાએ આવી ઉભો રેહેશે તે માટે એક હજાર ડોલરની જામીનગીરી આપી છે, મને તારી પર વિશ્વાસ છે. મારા ગરીબ છોકરા જા! એક દીવસનું ટુંકું છુટાપણું પણ તુંને પ્યારૂં લાગશે. જા તારે ગમે ત્યાં ફર"

"અને જોરે એ સંભાળજે!" હેલી ટોમ તરફ ડોળા કકડાવી બોલ્યો "યાદ રાખજે કે જો તું તારા ધણીના વિશ્વાસનો ભંગ કરશે તો તુંને તેમજ તારા શેઠને ઘણુંજ ખમવું પડશે.

"શેલબી" તે શૅલબી તરફ ફરી બોલ્યો " હું તમોને સલ્લાહ આપું છું કે ગુલામો પર એટલો વિશ્વાસ રાખવો સજાવાર નથી."

"સાહેબ" તોમ ખડો થઇ બોલ્યો "મારા હાલના શેઠ શેલ-બીના મરહુમ માતાજીએ, આજે પાંત્રીસ વરસની વાત ઉપર મારી ફક્ત દશ વરસની વયે, એવણુને એક બાળક તરીકે મારા હાથમાં

સંભાળ માટે મુકયા હતા. તે દરમ્યાંન, એ શેઠને હું પુછવામાં વાજબી ગણાઉં, કે મેં એક પણ ખોટું કાંમ કીધું છે?"

શૅલબીનું હૃદય ભરાઇ આવ્યું.

"તારૂં કેહેવું ખરૂં છે, મારા ગરીબ ટોમ" તે આંખે હાથ દઈ બોલ્યો "અરે પણ હું નાચાર—કંગાળ?"

"મારા નીમકહલાલ ટોમ" મીશીશ શેલબી આંખો નુંછતાં બોલી "હું મારી બનતી કોશેશ કરી તુંને પાછો વેચાતો લઈશ."

"અને મી૦ હેલી" તેણી હેલી તરફ ફરી બોલી "ટોમને કોઇ ગ્રહસ્થને વેચ્યા પછી તેનું નામ તથા ઠેકાંણું જણાવવાની મેહેરબાની કરજો"

"અલબત! અલબત!" હેલી બોલ્યો "હું જરૂર યાદ રાખીશ—અને અકસર કરી તમારા રૂપેરી અવાજે કીધેલી માંગણી મને હંમેશાં યાદ રહેશે!"

હેલીની આ તોછડાઇથી મીશીસ શેલબીને ઘણો ગુસ્સો લાગયો પણ એલીઝાને નાહસવાની વધુ ટક આપવા માટે પોતાનો ગુસ્સો દાબી દઈ હશી હશીને કંઈ જુદી જુદી બાબદોપર વાદવિવાદ ચલાવી વખત ગાળ્યો.

ત્રણ વાગાને સુમારે ખાણું ખલાશ થતાં હેલી બધાંની રજા લઇ બહાર આવ્યો, અને સઘળી તૈયારી બાદ એલીઝાની પુઠે પડયો.

આપણા સૅમ અને એન્ડીની "ઝડપ"ને લીધે રસ્તે ઘણા અકસ્માતો થવા પછી, અંતે તેઓ જે હોટેલમાં એલીઝાએ આરામ લીધો

હતો ને જબાએ સુરજ અસ્ત પાંમવાને વખતે આવી પુગયા. હોટેલની એક બારી આગળ ઉભી રહી એલીઝા શું રસ્તો લેવો તેના વીચારમાં ઉભી હતી, તેટલાં નીચેથી પસાર થતા સેમની નજર તેણીપર અચ-બુચ પડી. હેલી અને એન્ડી તેની પછવાડે આસરે ચાર પાંચ વારને છેટે હતા.

સૅમે આ પળે સમયસુચકતા વાપરી પોતાને માથેની ટોપી જાંણે પવનથી ઉડી ગઈ હોય તેમ ઉડારી નાંખી, જેને પકડવા જતાં તેણે એક મોટી બુમ પાડી, જેપર એલીઝાનું ધ્યાન ખેચાતાં તરતજ તેણીએ પોતાનું ડોકું અંદર ખેંચી લીધું જ્યારે હેલી તે બારી નીચેના રસ્તાપરથી પસાર થઈ તે હોટેલના આગલા દરવાજા આગળ આવી ઉભો.

એલીઝાના ગભરાટનો કંઈ પારજ રહ્યો નહીં. ઝડપથી તપાસ કરતાં તે ઓરડામાં એક બારણું તેણીની નજરે પડયું અને એક છલાંગ સમેત હૅરીને પોતાની બાહમાં લઈ તેણી તે બારણું ઉઘાડી બહાર પડી.

પણ કમનસીબે તેમ કરતાં હેલીની નજર તેણી પર પડી. હેલી ઘોડાપરથી કુદી પડયો અને મુબારક અને એન્ડીને હાંક મારતો એ-લીઝા તરફ ધસ્યો. નાહાસતી એલીઝાના પગો જમીનપર તો ભાગયેજ લાગતા હતા. આખના પલકારા સમેત તેણી નદીનાં કીનારાપર આવી પુગી. હેલી પણ તેણીની છેક નજદીક આવી પોહોંચ્યો.

પણ અરે—

સર્વની અજાયબી વચ્ચે- એક જબરી ચીસ પાડી એલીઝાએ નદીમાં ઝીપલાવ્યું જીવપર આવેલી તે અબલા પેહેલ્લેજ કુદકે એક બરફના ટુકડાપર આવી પડી, જે તેણીના વજન નીચે પાંણીમાં ડુબવા

લાગ્યો. પણ એલીઝા તેપર વધુ થોભી નહી. બીજો—ત્રીજો—ચોથો કુદકો! અફલાતી ઝોકાતી, ફસડાતી તેણી એક ટુકડા પરથી બીજા ટુકડાપર આબાદ નેમ તાંકી કુદવા લાગી. પગમાના સ્લીપરો ગુમ થઈ ગયાં, મોજાં ફાટી જઇ નીકળી ગયાં અને દરેક કુદકે બરફથી થતા જખમોને લીધે તેણીના નાજુક પગોમાંથી લોહી વેહેવા લાગ્યું પણ તે સર્વેનું તેણીને ભાંન ન હતું.

હેલી દાચું વકાસ્તો અને ઘડીમાં સૅમતો ઘડીમાં એન્ડી તરફ જોતો અજાયબીમાં ગરકાવ થઇ ઉભો.

"કોઠું ભોપ!" સૅમ એન્ડીને એક ચમટો તોડી બોલ્યો જેથી એન્ડીને મોટેથી હસવા વગર ચાલ્યું નહીં.

"ઓ બાપરે" સેમ અને એન્ડી હવે તો શરમની પણ હદ છોડી ખુબ ખીલખીલ્યાં લાવી હસ્યા.

"તમો હશો છો?" હેલી ડોલા ઘુરકતો બોલ્યો.

"અરે સાહેબ" બંને કલેજાં પકડી બોલ્યા "હસવું નહીં આવે તો શું? કેવા કુદકા?"

હેલીએ બંનેને ફટકાવી નાંખવા હાથમાં ચાબક લીધો પણ તેનો ઉપ્યોગ થાય તે પેહેલાં તે બંન્ને ગુલામો પોત પોતાના ઘોડાપર ચહડી બેસી ઘુમ હસતા નાહસવા લાગ્યા, જેઓના અવાજો હેલીને કાંને પડી આસ્તે આસ્તે ગુમ થઈ ગયા.

હેલીએ તેઓના જવાની ઝાઝી દરકાર કીધી નહીં. તેનું ધ્યાંન

પેલે પારજ હતું. ટીકી ટીકીને જોતાં તેને માલમ પડયું કે કોઇ મડયો એલીઝાને માયાથી પોતાની સાથે ચલાવી જતો હતો.

સુરજ આસ્ત પાંમવાનો વખત હોવાથી અને નદીની હાલત જોતાં ગાભરી પડેલી એલીઝાએ મગજની અશાંતી છતાં સધયારો કે એક રાત સુધી તો હેલી તેણીની પુઠ પકડી શકનાર નથી.

હેલીને પણ તેમજ લાગ્યું, અને નાસીપાસી વચ્ચે આગળ કરવું તેનો વીચાર કરતો પેલાં હોટેલ તરફ ફર્યો; પણ તે હોટેલના મવાના ઓરડામાં કોઇ બે શખસોને જોઇ તેની નાસીપાસી ખુશાલી ફેરવાઇ ગઇ.

"શુકર ખુદાના!" તે બોલ્યો "એ દુકતીને પકડવાની મારી હેનતમાં મોટો ધટાડો થશે. કેમ દોસ્ત ખુન્યન તારી સ્વારી કંઇ અંહી!

ખુન્યન ખાસ્સો સાડા છ ફુટ ઉંચો, એક કદાવર પુરૂષ ખુલ ડૉગ જેવા તેના ચેહેરામાં જે દુર્ગુણની લીટીઓ બ્યાપી રહી તે ખરેજ ભયાંનક હતી, તે ઉપરાંત ભેંસના ચામડાના પોષાક ગં મલું તેનું બદન ખચ્ચીત દુર્ગુણોથી ભરપુર હતું.

તેની સાથે બેઠેલો શખસ પેલાથી તદ્દન જુદો પડતો લેખડી જેવા પટલા અને ઠીંગણા આ શખસમાં સાદાપણું અને લુચ્ આમેજ થયલી જોવામાં આવતી હતી.

ખુન્યન હેલીને આવકાર આપી તેની પાસે વાતે બેઠો.

હેલીએ પોતાપર વીતેલી કાહાંનીથી તેઓને વાકેફ કીધા ઓાજરખાહીથી એલીઝાને પકડવાના કામમાં તેઓની મદદ માંગી.

ખાંનીપીની અને દારૂના આવેશમાં ચકચુર બની, ગાલ ગલોચ ...ીરતા, રૂસવાટ અને તુફાંન કરતાં તેઓ એક સેવટપર આ- ...ા જણાયા.

"આ છોકરીને હું પકડી આપવા કબુલ થાંઉં છું" બુન્યન બો- ...ં સંભળાયો "પણ એકજ શરતે! અને તે શરત એજ કે તેણીના ...કરાના વેચાંનની આવકેમાંથી મને અરધો ભાગ મલે જ્યારે બે આના ...ીકે ૧૦૦ ડૉલર મને તારે અબ ઘડી આપવા."

મુંગે મોંહોડે હેલીએ ૧૦૦ ડૉલર બુન્યનને ગણી આપ્યા.

તેઓ છુટા પડયા.

---

## પ્રકરણ ૭ મું

## નજરની અસર.



એલીઝાની પુઠે લાગનારા કરપીણોને બાજુ મુકી, વાંચનારનું ...ાંન હમો એક જુદાજ સફાપર ખેંચવાની રજા લઈએ છીએ,

ઓહીયો નદીની પેલે પાર, જ્યાં એલીઝા જઈ પુગી હતી ત્યાંથી ફક્ત ...ના માઇલના રસ્તાપર આવેલાં એક ઘરમાં તે ઘરનો માલેક મી૦ બર્ડ

બહારથી આવી કપડાં કાહાડી ફરાગાત બનતો હતો. આ ગ્રહસ્થ ત્યાંની ધારા સભાનો એક સભાસદ હતો.

મીશીસ બર્ડ પોતાના ઠાકેલા પતીની ખાતરદારી કરવા માટે ચાહા પાણીની ગોઠવણ કરવામાં રોકાયલી હતી.

"આજે એટલું મોડું કાંય?" તેણીએ ચાહાનું કપ ટેબલપર લાવી મુકતાં કહયું.

"સભામાં આજે એક નવો કાયદો પસાર કરવાનો હતો" મી૦ બર્ડે જવાબ આપ્યો.

"વળી એ નવો કાયદો શું?"

"એજ કે કેનટકી સંસ્થાન તરફથી નાસી આવતા ગુલામોને કોઇએ પણ આસરો આપવો નહીં"

મીશીશ બર્ડ સ્વભાવે ઘણીજ બાહીકણ, જરા જરામાં લાલ લાલ થઇ જાય એવી, આસરે ચાર ફુટ ઉંચી, બ્લુ આંખની અને સફેદ દુધ જેવી ચાંમડી, મીઠો અને નરમ અવાજ ધરાવનારી બાનું હતી; હીંમત માટે જણાવવું જોઇએ કે એક મધ્યમ કદની તરકી યા ગીની ફાઉલ તેણીને પેહેલાજ હુમલામાં નહસાડી મુકવામાં ફતેહ પાંમવાના ઘણા દાખલાઓ બનેલા છે. તેણીના સંસાર તરફ જોતાં ધણી અને છોકરાં. એમાંજ તેણીની દુન્યા સમાયલી હતી, જે મુલકાંઓને હુકમના કરતાં કાલાવાલા કરી વધુ સારી રીતે તાબે રાખી શકતી હતી; આટલું છતાં એકજ ચીજથી તેણી ગુસ્સે થતી હતી, અને ( ઘાતકી પણું હતુ.

નવા ધારાની ધ્રાટકી મતલબ સમજતાંજ તેની પોતાની જગાએથી ઉઠી પતીની નજદીક આવી ઉભી.

'મને કહો, પ્યારા ખાવિંદ, કે શું એ કાયદો ખુદાઈ કાનુનોને શરમાવનારો નથી?" તેણી લાલ થઇ આવી બોલી, જેને અજબતાં તેણીના દેખાવમાં ઘણો સુધારો કીધો હતો "અને મને કહો કે શું તમોએ એ કાયદાની તરફેણમાં મત આપ્યું?

"અને જો હું એ સવાલનો જવાબ "હા" માં આપું તો મારી નાંનકડી ખુબસુરત રાંણી, તું શું કરશે?" પોતાની મોહોરદારની દયાળુ લાગણીઓને હસી કહાડી મી૦ બર્ડ ગેલમાં આવી બોલ્યો.

"તમારે ઘણુંજ શરમાવું જોઇએ" તેણી ઉશ્કેરાઇ બોલી "ગરીબ બીચારા ગુલાંમો? પેહેલ્લીજ ટકે હું એ કાયદો તોડીશ! શું વાત એટલી બધી આગળ વધી ગઈ છે કે, રખડતાં રઝડતાંઓને થોડું ખાંનું અને બીછાંનુ આપતાં પણ લોકોને અટકાવવામાં આવે?"

"તમારી લાગણી ઘણી નાજુક છે, બાનું?" મી૦ બર્ડ ઠેકડી કરતાં બોલ્યો "પણ એ આપણી ખાનગી લાગણીઓને, ગુલામો ધરાવનાર શેઠોની બનેલી આપણી પ્રજાના ભલાં અર્થ, ગજવામાં મુકવી જોઇએ.

"પ્રજાના ભલાં અર્થ?" મારીશ બર્ડ બોલી "મને તેની શું દરકાર છે? હું તો ફકત આપણી ધર્મ પોથી વાંચી જાણુ છું જેમાં શું એમ લખ્યું નથી કે "મારે ભુખાંઓને જમાડવાં, નગનોને વસ્તરો આપવાં અને દુઃખીઓનાં દુખ તોડવાં?"

"પણ એમ કરવાથી તો આપણે જાહેર કાનુંનો તોડી સરકારના ગુનેહગાર થઇએ! એ તો એક જાહેર ખોટું કાંમ થયું"

"જાહેર ખોટાં કાંમો? ખુદાના ફરમાનોને તાબે થવા આગળ, તમારાં હજારો "જાહેર ખોટાં કાંમો" રદ છે. તે સાહેબના હુકમોને આપણ માનવી જાત ફેરવનાર કોણ?"

આ ટપાટપી દરમ્યાંન તે ઓરડાનું બારણું ઉઘાડી એક બુઢો નોકર દાખલ થઈ પોતાની બાઈને હાંક મારવા લાગ્યો.

ગુસ્સે થયલી મીશીશ બર્ડ તે નોકરની પાછળ લટકો કરી ચાલી ગઇ, જેણીને મી૦ બર્ડે પ્યાર અને રમુજી લાગણીઓ વચ્ચે નજરથી દુર થતાં સુધી નીહાળી. મીશીસ બર્ડને પેલો નોકર રાંધણીમાં લઈ ગયો.

"બાઇ! બાઇ!" તે બોલ્યો "એક જવાન ઓરત પોતાનાં બચ્ચાં સાથ અહીં આશરો માગતાં કાલાવાલા કરતી બેશુદ્ધ થઇ ટુટી પડી છે!"

મીશીશ બર્ડ પાછી દોડી પોતાના ખાવિંદને બોલાવી લાવી.

મી૦ બર્ડ રાંધણીમાં દાખલ થતાંજ ભડકીને ઉભો રહયો. તેણે એક જવાંન ખુબસુરત ઓરતને ચીંઠડેહાલ કપડાં સાથ બેશુદ્ધ હાલતમાં પડેલી જોઈ, જેનાં પગના મોજાંઓમાં પડેલા ચીરાઓ, પગમાં પડેલા જખમોમાથી વેહેતાં લોહીને રસ્તો આપતા હતાં.

એ કમનસીબ ઓરત કોઇજ નહીં પણ આપણી એલીઝા હતી.

સર્વે કોઇ તેણીની માવજત કરવા રોકાયું જ્યારે તેણીની સાથ આવેલું બાળક નાનો હેરી સર્વેને ટીકતો બેઠો હતો.

એલીઝાએ ધીમેથી આંખો ઉઘાડી અને એકાએક કંઇ દુઃખા લાગણીનો ઝટકો તેણીનાં બદનમાંથી પસાર થતાંજ ઝપકી ઉઠી.

“ હૅરી ! મારો હૅરી કાંહાં છે ? ”

ઝડપ મારી હેરી પોતાની માતા પાસે દોડી ગયો.

“ અરે બાનું ! હમોને બંચાવજો ! હમોને બંચાવજો ? ” એલીઝા મીશીશ બર્ડ તરફ ફરીને બોલી.

“ તું અહીં તદ્દન સલામત છે, તારે કશી ફીકર કરવી નહી ” મીશીસ બર્ડે સધ્યારો આપ્યો.

“ ખુદા તમારૂં ભલું કરે ! ” એલીઝા ડચકાં ખાતી બોલી, જેણીને તેમ કરતાં જોઇ નાનો હૅરી પોતાના નાના હાથો તેણીની ગરદન આ-સપાસ નાંખી દયાની નજરથી જોવા લાગ્યો.

પુરતી હુસ્યારીમાં આવતાં એલીઝાને આરામ લેવાની ભલાંમુણ કરી તે ધણી ધણીઆણી પોતાના ઓરડામાં વીદાય થયાં, જ્યાં આરામ ન લેતા મીશીસ બર્ડ શીવવાનું લઇ બેઠી જ્યારે મી૦ બર્ડે ન્યુસપેપર વાંચવા માંડયું.

અરે ! ભલા મી૦ બર્ડ ! એક કલાકની તારી લાગણીઓ અને હાલમાં કેટલો ફરક !

આજસુધી તેણે ગુલાંમોનાં દુઃખો ખ્યાલી લાગતાં હતાં. પણ નજરની વાત જુદીજ છે. ધારા સભામાં ગુલાંમો વિરૂદ્ધ કાયદો પસાર કરાવવામાં મોટો ભાગ બજાવનાર તે ગ્રહસ્થ એલીઝાના દુઃખી ચેહેરાને ભુલી શકયો નહીં.

અરધી રાત સુધી જાગતાં તેઓ એલીઝા નજદીક પાછાં ગયાં જેઓની પુઠે તેઓના નાનાં બાળકો પણ હતાં.

એલીઝા જાગતી બેઠી હતી.

"આશા છે કે તું સારી કાંની હશે" મીશીશ બર્ડે ફરીને બોકી લઇ બોલી.

જવાબમાં એલીઝાની મોટી કાળી આંખો તેણીના મુખપર કાકલુદીથી ઠરી રહી કે જેને તે નાંનકડી ઓરતની આંખોમાં આંસુ લાવી મુકયાં.

"તું કહાંથી આવી છે" મીસ્ટર બર્ડે પુછયું.

"કેનટકી સંસ્થાનમાંથી" એલીઝાએ જવાબ આપ્યો.

"કયારે?"

"આજે રાત્રે"

"કેવી રીતે?"

"બરફથી બંધાયલો નદી કુદાવીને!"

"નદી કુદાવીને?" દરેક જણ એકકે અવાજે અજાયબીથી બોલ્યું.

"હા" એલઝા ધીરેથી બોલી "કારણ દુશ્મનો પુઠે હતા"

"અરે બાઇ!" એક બુઢીઆ ઓરત નોકરને બોલ્યા વગર ચાલ્યું નહીં. "નદી કેવી કોઇ કોઇ જગાએ બરફ અને કોઇ કોઇ જગાએ પાંણીથી ભરપુર છે. એકજ ખોટું પગલું એને પાંણીમાં ગરક કરવાને પુરતું હતું."

"હું જાણું છું! હું જાણું છું! એલીઝા લગભગ ચીસ પાડી બોલી "પણ મેં તેનો વીચાર કીધો નહી. તેઓના હાથમાં મારૂં ફરઝંદને જવા દેવા કરતાં હમારૂં મોત મેં પસંદ કીધું."

"તું શું એક ગુલામ ઓરત છે? મી० બર્ડે વળી પુછ્યું.

"હા કેનટકી સંસ્થાનના એક ગ્રેહસ્થની"

"શું તે ધાટકી હતો?"

"નહીં તેવણ એક ભલા શેઠ હતા"

"ત્યારે શું તારી શેઠાંણી જુલમી હતી?"

"નહી!"

"ત્યારે એવું સુખવાસી ઘર છોડી આવવાની મતલબ શું!" મીશીશ બર્ડે પુછ્યું.

"બાનું" એલીઝા મીશીશ બર્ડ તરફ ટીકી ટીકી જોઇ અચબુચ બોલી "તમોએ કોઇબી વખત વાહાલું ફરઝંદ ખોયું છે?"

આ અચબુચ અને નહીં ધારેલા સવાલે તે ભલાં ધણી ધણીઆણીના જીગરમાં લાગેલા એક નવાજ જખમને તાજો કીધો; કારણ ફક્ત એક મહીનાની વાત પરજ તેઓનું એ ફુલ-બચ્ચું ઘોરમાં મુકાયું હતું.

મીશીશ બર્ડ રડી પડી જ્યારે મી० બર્ડ ફરી જઇ બારી આગળ જઇ ઉભો.

"એ સવાલ પુછવાનું કારણ શું?" તેણી ડચકાં વચ્ચે બોલી "હા, એક મહીનાની વાતપર મારો નાનો હેનરી ગુજર પાંમ્યો છે"

"ત્યારે એ બાનું, મારી હાલત માટે જરૂર તમોને લાગી આવશે. મેં પણ બે ફરજંદો ઘોરમાં મેલ્યાં છે. આજ મારો ત્રીજો અને એકલો દીકરો છે. દુન્યામાં ફકત એજ મારી દોલત છે."

એલીઝાએ પોતાપર વીતેલી કાંહાણી અવલથી તે આખેર સુધી બયાંન કીધી.

દરેક સાંભળનારની તેણીએ દીલસોજી ખેંચી.

બચ્ચાંઓ રૂમાલો કાહાંડી આંખો લુછવા લાગ્યાં. જ્યારે પેલી બુદ્દીએ તો છોડીજ દીધું.

"અરે ખુદા! ગુલામોપર દયાકર" તે બુદ્દીઆ દાયા બોલી.

મીઃ બર્ડનું પણ હૈયું ભરાઇ આવ્યું.

"હવે તું કાંહા જવા માંગે છે?" તેણે પુછ્યું.

"કેનેડા ખાતે"

"ગરીબ છોકરી! બર્ડ દયા ખાઇ બબડયો.

"શું તે જગા ઘણી દુર છે?"

"તું ધારે છે તેના કરતાં ઘણુંજ" બર્ડે સમજાવ્યું "પણ હાલ તુરત તો તુ ખુદાપર વિશ્વાસ રાખી સુઇ જા. શું કરવું તે સહવારના જોઇશું."

તેઓ વળી પાછાં પોતાના ઓરડામાં ગયાં.

સુવા નહી જતાં મી૦ બર્ડ વીચાર કરતો ફરવા લાગ્યો.

"ઘણુંજ ખરાબ! ઘણું કઠણુ!" તે બબડયો. "હમણાને હમણાંજ તેણીને મારે કેડે લઈ જવી જોઈએ. સહવાર પડતાં પેલો આવી પુગશે તો મારીપર મોટી તવાઈ આવશે."

"હમણા? કયાં? તે કેમ બનશે" મીશીશ બર્ડ અજાયબી પાંમી બોલી.

"એલીઝા સલાંમતીથી લાંબી મુદત સુધી રહી શકે એવી જગા મને હમણા યાદ આવી છે. અંહીથી સાત માઈલ દુર આવેલા એક પાહાડની કઠણમાં વોન ટ્રોમ્પે નામના બુઢા શખસે પોતાનું રેહેઠાંણ કીધેલું છે. અસલ તે ઘણા ગુલાંમોનો માલેક હતો પણ એ ધંધાપર કંઈ ધીકકાર આવતાં સઘળા ગુલાંમોને છુટાપણું બક્ષી હાલ તે પોતાના બેટાઓ સાથ તે જગાપર નીગંતે જીંદગી ગુજારે છે. આ શખસ એલી-ઝાને જરૂર આશરો આપશે."

"પણ આટલી રાત્રે ત્યાં એલીઝાને કોણ લઈ જશે" મીશીસ બર્ડે ધારતી બતાવી.

"હું પોતે જઇશ!" બર્ડે જવાબ આપ્યો.

"મારા વાહાલા ખાવિંદ તમારા વીચારો કરતાં તમારૂં હૈયું ઘણુંજ દયાળુ છે" મીશીશ બર્ડ પ્યારથી બોલી

તેણીના આંખોમાં ખુશાલીનાં આંશુંઓ હતાં.

ગાડી જોડવાનો હુકમ આપી મી૦ બર્ડ એલીઝાને ઉઠાડી લાવ્યો. ક્રુમ જેટલાં ગરમ કપડાંની એક ગાંસડી બનાવી મીશીસ બર્ડે પોતાને હાથે ગાડીમાં મુકી.

મી૦ બર્ડ એલીઝા અને હેરીએ ગાડીમાં જગા લીધી. ગાડી ચાલતાં એલીઝાએ ડોકું બાહાર કાહાડી પોતાના સુંદર હાથો તેટલાજ સુંદર હાથોમાં મુકયા. તેણીએ કંઇ બોલવાની વેતરણ કીધી, પણ ફકત હોથો હલાવી આભ તરફ નજર કીધી.

સેનેટર મી૦ બર્ડની કેવી હાલત!

ફકત ૧૨ કલાક આગમજ એજ ધણી ગુલામોપર સખ્ત જાપ તો નાખવાનો ઠરાવ પસાર કરવામાં મુખ્ય ભાગ બજાવનાર હતો!

પણ તે વખતે તેને ગુલાંમી હાલતનો ખરો ખ્યાલ ન હતો, ફકત નજરે જોયલી એક ગમખાર હાલને તેની આંખો ઉઘાડી!

પેલા વોન ત્રોમ્પેના મુકામપર આવી પુગતાજ બર્ડે ગાડી ઉભી રખાવી તેના મકાનનું બારણું ઠોકયું, જેનો જવાબ ઘર ધણીએ પોતે આપ્યો.

વોન ત્રોમ્પે ખાસો સાડા છ ફુટ ઉંચો અને કદાવર રાઠોડી બાંધાનો માણસ હતો. તેણે બર્ડને આવકાર આપી આવડી રાત્રે આવવાનું કારણ પુછયું.

"મી૦ વાન ત્રોમ્પે" બર્ડ એકદમ એલીઝાની બાબદપર આવી બોલ્યો "એક ગુલાંમી વેપારીના હાથમાંથી છુટેલી ગુલામ—ઓરત અને તેણીના બચ્ચાંને તમો આશરો આપવાને તયાર થશો?

"અલબત!" વોન ત્રોમ્પે ભાર મુકી બોલ્યો.

હું ધારતોતોજ!" બર્ડ બોલ્યો

"હું એવોનું રક્ષણ કરીશ એટલુંજ નહી, પણ એઓના પુઠ પકડનારાઓ માટે પણ હું તૈયાર છું" વોન ત્રોમ્પે છાતી થોકી બોલ્યો જે કાંમમાં મારા સાત બેટાઓ મને દીલોજાનીથી મદદ આપશે! જે સઘળા ખાસ્સા સાડા છ ફુટ ઉંચા અને મારા જેવો કદાવર છે" અને વોન કાકા ખડખડ હશી પડયા.

હાકેલી અને નીસોસની મારેલી એલીઝા, ધસડાતી અફલાતી માડીમાંથી બાહાર આવી ઉભી. વાન ત્રોમ્પેએ હાથમાં પકડેલી બતીની મદદે તેણીનો ચેહેરો નીહાળી એક દયાની નઝરે એલીઝાને પોતાના મકાંનમાં આવવાની ફરમાશ કીધી.

"બેટા તારે કંઇ ફીકર કરવી નહી. હું તારા બચાવ માટે સાતને પુરો પડીશ!" અને પોતાના તે બોલવાને વધુ વજનદાર બનાવવા ખાતર ખુણાઓમાં મુકેલી બંદુકો તરફ આંગલી કરી બતાવી.

એલીઝાને આ મમતાળુ ઘરડા પુરૂષની હીંમતથી ઘણીજ ધીરજ આવી.

મી૰ બર્ડ રજા લઈ ઘર તરફ પાછો ફર્યો

---

## પ્રકરણ ૮ મું.



### ખસેડવામાં આવતી ચીજ.



પોતાના નાનાં ઘરમાં ટોમ અને તેની ઓરત બેઠેલાં હતાં. બંનેના મુખડાઓ ઉદાસીથી કરમાઈ ગયલા હતા. નાના બચ્ચાંઓ પોતાના પીતા પર આવી પડવાના વધનથી તદદન અંજાણ રહી તેની આસપાસ નિર્દોષપણે ગેલ કરતાં હતાં.

"આજે આપણે છેલ્લીજ વખતે સાથે બેસી ખાનું લઇશું." ટોમ બોલ્યો.

"શેઠાંણી કહે છે કે તેણી તુંને એક બે વરસમાં પાછો ખીરીદી લેશે. પણ અરે! જો કોઇ જુલ્મી ધણી મળ્યો તો તુને જીવતો જોવાની મારી શું આશા?"

"જે ખુદા આ જગાપર છે તે ત્યાં પણ રહેશે" તોમ દીલાસો દેતાં બોલ્યો.

અરે! બાહાદુર મરદાંની પુરૂષ! તારાં વાહલાંને દીલાશો દેવા તારૂં છાતીમાં થતું દુ;ખ તું કેવું દાબી દે છે?

મા બાપની આ વાતચીત સમજી છોકરાંઓ અચબુચ પોતાની રમત અટકાવી ઉભાં, અને પોતાનો પીદર તેઓથી દુર થનાર છે

એવો જાંખો ખ્યાલ તેઓનાં કુમલાં મગજપર આવતાંજ કાકલુદી અને મીનતજારીથી રડમેસ ચેહેરે એકએકને સવાલ પુછવા લાગ્યાં.

"અરે! મારાં ફરઝંદો!" ટોમ તેઓની આ હાલત જોઇ ગુંગલાતી છાતીએ બોલ્યો.

"મારીપર શું વીતનાર છે તેનો ખ્યાલ તમોને હમણાં કયાંથી આવે? ખ્યાલ તો ત્યારેજ આવશે કે જ્યારે તમારા પીદરના જેવો તમારો પણ હાલ થશે!"

અહીં બારણું ઠોકાયું અને મીશીશ શૅલબી દાખલ થઇ.

વાયલાએ ખુરશી આગળ કીધી.

"ટોમ" મીસીસ શેલબી, ખુરશી નહીં લેતાં ઉભી રહી બોલી "હું અંહીં શા માટે——"

પણ અહીં તે મુંગા ગૃપને નીહાલતી તેણી અચખુચ અચકી અને ખુરશીપર બેફાંમ જેવી બેસી ગઇ.

"નહીં! નહીં! બાનુ! તમારે એટલું દુ;ખી થવું નહીં જોઈએ. વાયલા હાથની ઝટાકે મીસીસ શેલબીના આંસુઓ સાફ કરી બોલી.

થોડીક પલ દરેક જણે મુંગાં આંસુઓ ખેરવ્યાં; અને તે બાનુના આંસુઓએ જુલમાત ખમનારાંઓના દુ;ખો અને જીગરના ચચવાટને ધોઇ નાંખી તેઓને કંઇ રાહત બખશ્યો!

અરે, જેઓ કંગાલોની મુલાકાતો લે છે તેઓને ખબર છે કે વગર દીલની, પોતાના નામને ખાતર આપેલી લખ્ખોની રકમો, તે

મુશ્કીસોની હાલત માટેની ખરી લાગણીના ખેરવેલાં ફકત એક આંશું આગુળ નાચીજ છે!

"મારા નીમકહલાલ ટામ" મીશીશ શેલબી બોલી, "હું ખુદાને હાજર નાઝર જાંણી કહું છુ કે હું તારી હાલતની હંમેશ ખબર રાખતી રહી ટક મળતાંજ તુંને પાછો ખરીદી લઈ——"

તેણી પોતાના બોલો પુરા કરે તેટલાં તે ઓરડાનું બારણું કોઈએ જોરથી લાત મારી ઉઘાડયું, અને ગુલામી વેપારી હેલી ઓરડામાં દાખલ થયો

હેલી આગલા દહાડાની આજેજીથી કંઇ ખુશમીજાજમાં હતોજ નહીં.

"ચાલ બેઈ! તું તૈયાર છે ગુલાંમ?" તેણે ટામને એક ધક્કો લગાવી પુછ્યું.

"શેવક તમારો!" મીશીશ શેલબી પર અચંબુચ નંજર પડતાં તેણે અદબથી ઉમેરયું. ટામ પોતાના નવા ધણી સાથ જવા કપડાનુ એક બોચકું ખાંધપર મારી તાબેદારીથી ઉઠયો.

વાયલા પોતાના સર્વેથી નાનાં બચ્ચાંને કેડપર લઈ બાહાર ઉભેલાં ગાંડાં આગલ નીકલી, જેની પાછલ બીજા બચ્ચાંઓ અને મીશીશ શેલબી રડતાં નીકળ્યાં.

શેલબીના ઘરના સર્વે ગુલાંમો ટામને છેલ્લી વાર ભેટવા ગાડાંની આસપાસ કુંડાલું થઇ ઉભાં.

"વાયલા" એક જણુ જે ખુબ રડતું હતું તેણે પુછ્યું, "તુંને

તારા ધણીથી છુટું પડવા માટે રડવું કેમ નથી આવતું ? તારી આંખોમાં આંસુનું તો નામબી નથી !"

"આંસુંઓતો ગેઈ રાતના સુકાઇ ગયાં છે." વાયલા એક લપેરો ખાઇ બોલી.

"ચલાવ ! અંદર જા !" હેલીએ ટોમને હુકમ કીધો.

તોમના અંદર દાખલ થતાંજ હેલીએ તે ગાડાંની નીચેથી એક બેડીની જોડ કાહાડી તેના હાથમાં થોકી દીધી.

દરેક ઠેકાંણે ગુસ્સાના અવાજો પંકરાઇ રહયા.

"મી૦ હેલી" મીશીશ શૅલબી બોલી "ટોમ જેવા ગુલામ માટે તમારી એ સાવચેતની કંઇ જરૂર નથી."

"શું" હેલી તુંદાઇથી બોલ્યો "એક તો૦ શું પ્રમાણીક નીકલી કે વળી બીજા પર વિશ્વાસ રાખું.

"દલગીર છું" ટોમ બોલ્યો "કે મારો નાનો શેઠ જીયોર્જ આજે અંહી નથી."

મી૦ શૅલબીનો એક પુરો છોકરો જીયોર્જ બે ત્રણ દીવસનો શીકાર કરવા નીકલી ગયલો હોવાથી ટોમનાં વેચાંણની તેને ખબર ન હતી,

"મારા નાના શેઠને મારી ઘણી ઘણી સલાંમ કેહેજો" મીશીશ શૅલબી તરફ જોઇ ટોમ ઘણીજ આતુરતાથી બોલ્યો.

હેલીએ ચાબકા ફફડાવતાં ગાડામાં બાંધેલું ખચ્ચર ગા. ' ઘસડવા

લાગ્યું, અને થોડા વખતમાં સર્વની નજરોથી ટોમ સહાના ગુમ થઇ ગયો !

કુદરતના પવિત્ર કાયદાઓથી કેવું ઉલટું !

ઓ જુદાઇ !

મી૦ શૅલબી આ વેળા ઘરમાં ન હતો. તેણે જોકે તોમને મોટી અધરીની વખતે આનાકાંની વચ્ચે વેચ્યો હતો તે છતાં તેની મો-હોરદારની લાગણીઓ અને કોલબકોર તેમજ તોમની મરદાંની વર્તણુકે તેની અરધ ઝંકૃતી દલગીરીને પુર બ્હારના ગમમાં ફેરવી નાખી. તેનો એમ કરવાનો પોતાનો હક છે; સર્વ એ કાંમ હરરોજ કરે છે; એવા ખ્યાલોએ તેને રાહત મલ્યો નહીં અને તેથી જુદા પડતી વખતનો દેખાવ નહીં જોવાને ઠેરાવ કરી તે કાંમને મસે બ્હાર નીકળી ગયો.

ટોમ અને હેલી આગળ વધ્યા. એક માઇલની મુસાફરી પછી રસ્તે એક લુહારની દુકાંન આવેલી જોઇ હેલીએ ગાડું થોભાવ્યું અને ગાડાંની ગોદરી નીચેથી એક બેડીની જોડ કાહાડી તેમાં કંઇ ફેરફાર કરવાને તે લુહારને જણાવ્યું.

"ખુદા !" લુહાર તોમને જોતાંજ હાથમાંનો હથોડો જમીન પર મુકતાં અજાયબીથી બોલ્યો "શેલબીનો ટોમ ગુલાંમી વેપારીના હાથમાં ? શું શેલબીએ એને વેચી નાંખ્યો ?"

"હા ભાઇ એમજ છે" હેલીએ જણાવ્યું "પણ વળી એમાં અજબ થવા જેવું શું છે ?"

"એજ કે એનાં જવા પછી એની ઓરતનું શું થશે !"

"દુન્યામા મરદોનો શું ટોટો છે!" હેલી બોલ્યો "જ્યારે આ-પણા ટોમને શું બીજી ઓરત મલનાર નથી! જ્યાં જુવે ત્યાં ઓ.ર-તનો છેજ! સમજ્યો, ધધેડા!"

આ વાત ચાલતી હતી, તેટલા દુરથી આવતાં ઘોડાના પગલાં સમજી ટોમે પાછુ ફરી જોયું અને તેણે દુરથી શેલબીના એક પુરા બેટા અને પોતાના નાના શેઠ જીયોર્જને આવતો જોયો.

જીયોર્જ તોમને જોતાં ઘોડાપરથી કુદી પડયો અને તોમની ગર દન આસપાસ હાથ નાંખી ડચકા ખાવા લાગ્યો.

"કેવું પાપી પગલું! શરમ ભરેલું! ઘણુંજ શરમ ભરેલું!"

તોમે પોતાના નાનાં શેઠની લાગણીઓ માટે ઉપકાર માંન્યો.

જીયોર્જની નજર ટોમના હાથોમાં પડેલી બેડીપર પડી.

"મુંજી!" જીયોર્જ હેલી તરફ જોઇ બોલી ઉઠયો "એ કંગાલનું બેજુંજ કહાડી નાંખું."

"નહીં, નાના શેઠ! નહી!" તોમ બોલ્યો "એને ગુસ્સે કરવાથી મને ઘેરલાભજ છે."

"તોમ સાથ તમો કેવી વર્તણુંક ચલાવો છે, તે વિષે હું ઘેર જતાં મારા પીતાજીને જણાવીશ" હેલી દુકાનમાંથી બાહાર આવતાં જીયોર્જે પોતાનો ઉભરો ખાલી કીધો.

"ભલે!" ટુંકો જવાબ મળ્યો.

"તારી આખી જીંદગી દરમ્યાંન મરદ, ઓરતો અને બચ્ચાં-ઓને જીવતાં વેચી, તેઓને કુતરાં બીલાડાં સરખાં ગણવા માટે તુંને શરમ આવતી નથી? અયે શખશ! આવી તારી ચાલ માટે ખુદ ખુદા આગળ શું જવાબ દેશે? લ્યાનત છે! હેવાંન્યત ખસલતના ચોર!"

જ્યાં સુધી તમારા જેવા સાહુકારો ગુલાંમો વેચાતા આપવા તૈયાર થશે ત્યાં સુધી મને તેઓના હાથમાંથી ગુલામો ખરીદ કરતાં કાંઈપણ ખરાબ લાગનાર નથી. હું પણ તમો જેટલાંજ ભલો છું!" હેલી બોલ્યો.

"કંઇ નહી તો હું પોતે તો એ કાંમ કબુ કરીશ નહી." જ્યોર્જ બોલ્યો "કેનટકી સંસ્થાનમાં જન્મવા માટે આજે હું શરમાવું છું; આગળ એ માટે હું હંમેશ મગરૂર હતો."

આટલું બોલી તેને તોમની બહુ માયાથી ભેટ લઈ દલગીરી વચ્ચે પોતાના ઘોડાપર પાછો સ્વાર થઈ આગળ નીકળી ગયો.

અહીં ટોમ અને હેલીને પડતા મુકી આ વાર્તાના એક બીજા સફાપર આપણે નજર ફેંકીશું.

---

# પ્રકરણ ૯ મું.

## જ્યોર્જનું નાહસવું



સમી સાંજનો વખત હતો.

કેનટકી પ્રગણાના મે—ગામડાના એક હોટેલમાં એક મુસાફર આવી લાગ્યો. અંદર દાખલ થતાંજ તેણે જોયું કે બબ્બાના સોખીનો બરફ અને થંડીની અસર ઉતારવા માટે મોટી સંખ્યામાં હાજર હતા. જબરા, ઉંચા, અને મોટાં હાડકાં ધરાવનાર, કેનટકીઓ, પોતાના શીકાર કરવાના જબ્ભાઓમાંજ સજ થયલા લાંબા તાંત્યા કરી પડેલા અહી તહીં નજરે પડતા હતા; અને હથીઆરો, તીર, કામઠા, તેથા બંદુકો દરેક ખુણામાં દેખાતા હતાં.

છેક નાંકેના ખુણામાં એક લંબુશ, ખુરશીને અઢેલી, કાદવથી ખરડેલાં બુટો સઘડીની પારપર ખુશાલ ગોઠવી તંબાકુ ચાવતો અરડાઇ પડેલો હતો.

એક રંગીલો પુરૂષ રમની બ્હારમાં આવી, ખુશ કેફમાં ગાયણોના સગડા કાહાડતો હતો, જેનો ખચ્ચરનાં જેવો સુરીલો અવાજ ગાયન માટે સારા કાન ધરાવનાર એક ગાનાર જો દરરોજ સાંભળવા પાંમે તો તે પણ થોડે ઘણે દરજ્જે બેસુર ગાવા માંડે!

ભાત ભાતના કોલબકોર વચ્ચે, ખાસ્સો પોહોલો ચોહોરો લાલ તુતી જેવા ચેહેરાનો અને મોટા ગુચ્છાવાલો ગામડયો હોટેલ—માલેક દારૂ વેચવામાં મશગુલ હતો.

આ દેખાવમાં, સખ્ખત ઠંડી દૂર કરવા માટે ખુશાલ બળતી અને અવાજ કરતી સગડીને ઉમેરો અને તમોને ત્યાંના રંગીલાંપણાંનો કંઇક ખ્યાલ આવશે!

આ ખુશાલ મંડલીમાં આપણો મુસાફર દાખલ થયો.

તેનો ચેહેરો શરમાળપણું બતાવતો હતો તેની હીલચાલમાં બીહકણપણું સમાંયલુ હતું; તે છતાં અચ્છા પોપાકથી સજાયલો આ બટકો અને ભરેલો ગ્રહસ્થ પેહેલ્લી નજરે કોઇનો ધીકકાર ખેંચી લે એવો ન હતો. તેના સમાગમમાં આવતા લોકોનો તે ઝાઝો ચાહ મેલવી શકતો ન હતો કારણ તે ખુદ સ્વભાવે એકાંત અને શાંત હતો. કાંમ જોગ વાત સીવાય વધુ બોલવું તેને ગમતું ન હતું.

તે આવતાંને વાર આસપાસ જોયા વગર આખો ઓરડો છેક નાંકુ વેર પસાર કરી જઇ એક ઉંફાળી જગા પસંદ કરી બેઠો. બેઠા પછી જરા હીમત લાવી તેણે પોતાની આસપાસ જોયું અને તેમ કરતા ઉપર જણાવેલા પેલા લંબુશને લાંબા તાંત્યા કરી પડેલો જોયો.

"સાહેબ! આજની થંડી કેવી ગુલાબી છે?" તે લંબસે, નવા આવનાર તરફ તંબાકુના રસની એક મજબુત પચુકડીની તોપનું માન છોડી બોલ્યો.

"ઘણીજ સરસ!" નવો આવનાર આ અચબચ હુમલાથી જરા ધભરાઇ બાલ્યો.

"કંઇ બીજી ખબર?" પેલો લંબુશ વાત લંબાવવાની મતલબથી ગજવામાંથી તંબાકુ અને ચાકુ કહાડતાં બોલ્યો.

"જાણવાજોગ નહીં" આપણા નવા મુસાફરે ટુંકમાં પટાવ્યું.

"જરા તંબાકુ લેશો?" લંબુસ વાત કરવાની મતલબને જુની માફક વળગી બોલ્યો.

"નહી માફ કરો, મને તંબાકુ સદતો નથી" નવો આવનાર જરા હસી બોલ્યો.

"નહી! હાં!" આપવા ધારેલો તંબાકુનો કટકો, આખી મંડલીના ફાયદા માટે, પોતાના ગુલાબી ગાલોમાં તેનો રસ એકઠો કરવાની મેહેરબાંની ભરી મતલબથી લંબુશે મોંમાં ઠેસવી દીધો!

ગાલમાં રસ એકઠો થતાં તેનો નીકાલ કાહાડવા માટે હવે લંબુશે આપણા નવા આવનાર મુસાફર તરફ તે રસની પચુકડીઓ પુર બ્હારમાં ફેંકવા માંડી, જે દરેક ધુજારાએ પેલાને જબરો આંચકો ખાતાં જોઈ તે ગેહેમી નજરના લંબુશે, મોંહોડું ફેરવી એક મોટા શેહેરને કબજે કરી લે એવી કળાથી પોતાની અસલી જગા, સઘડીની પાળપર દરોરો ચલાવવા માંડયો!

"એ શું?" નવા આવનાર ગ્રહસ્થે એક જગા તરફ ઘણા લોકોને એકઠા થયલા જોઇ પેલા લંબુશને પુછયું.

"નાસી ગયલા ગુલાંમ માટેની જાહેરખબર!" ટોલાંમાંનો એક બોલ્યો.

નવો આવનાર ઉઠયો અને સંભાળથી ચશ્મા નાકે ચહડાવી નીચે પ્રમાણે વાંચ્યું:—

"આ જાહેર ખબર આપનારની માલેકીનો ગુલાંમ તેના કબજામાથી નાસી ગયો છે. એ ગુલાંમનું નાંમ જ્યોર્જ હેરીસ છે જે છ ફુટ ઉંચો, ગોરો, મુલેતો જાતનો કસળી વળ ખાધેલા બાલ ધરાવનાર ખુબસુરત ગુલામ છે. જાતે ઘણો હુસીઆર અને ચપળ છે. વાંચી લખી તેમજ સારી રીતે વાત કરી જાણે છે; ખભાં અને પીઠ પર મોટા જખમો છે. જ્યારે તેના જમણા હાથને H અક્ષરથી દાંમેલો છે. તેને મુવેલો યા જીવતો લાવી આપનારને ૪૦૦ ડાલરો ઈનામમાં મળશે."

નવો આવનાર આ જાહેર ખબર એક નાંકેથી બીજે નાકે સુધી સંભાળથી વાચતો હતો તેટલાં સઘડીની પાળપર પોતાનું લશકરી બળ વાપડતો લંબુસ ઉઠયો, અને જાહેર ખબર તરફ આવી પુગી તેના પાટીઆંપર, તંબાકુના રસની એક જબરી પચુકડીની નેમ તાંકી મુંગો મુંગો પોતાની જગાએ પાછો આવી બેઠો!

"અહંહંહંહં!" હોટેલવાલો દમ ભરાવવા લાગ્યો "કેમ ભાઈ એમ કરવાનું કાંઇ કારણ?"

"કારણ એજ" તે ચકરમ પણ દયાળુ દીલનો લંબુશ બીજે તંબાકુ કાપતાં બોલ્યો "કે જો એ લખનાર પોતે અંહીં હતે તો તેનો પણ આ તેની જાહેર ખબરના જેવોજ હાલ થતે."

"હું ધારૂંચ કે તમારૂં બોલવું રાસ્ત છે." નવો આવનાર મી૦ વીલશન બોલ્યો.

પ્રીય વાંચનાર! એલીઝાના ખાવિંદ જીયોર્જનો એક વારનો માલેક તે આ નવો આવનાર મી૦ વીલશન હતો.

"આ જાહેર ખબરમાં જણાવેલો છોકરો અતિ ચાલાક છે એમાં તો કશો શકજ નથી." મી૦ વીલશને આગળ ચલાવ્યું "તેને મારા કારખાનામાં લગભગ ચાર વરસ કામ કીધું હતું, જે ટુંક મુદત દરમ્યાંન તેણે એક ઉપયોગી યંત્ર શોધી કાહાડી તેનું પેટંટ મેળવ્યું હતું, જે પેટંટ તેના હાલના ધણીના અસ્તકમાં છે."

"અને હું ખાતરીથી કહું છું સાહેબ" લંબુશે ઉમેર્યું. "કે તે મુજી પોતાના ગુલામની હુશીયારીના બળથી મેળવેલા પઇસા તેના મોતની ખબર આપનારને ઇનામ તરીકે આપવા માંગે છે."

અંહી હોટેલના બારણા આગલ એક બગી આવી ઉભગતાં વાતમાં ખલલ થઇ. તે ગાડીમાં એક ગ્રહસ્થ હતો જ્યારે તેનો હાંકનાર એક સીધ્ધી ગુલાંમ હતો.

નવો આવનાર ઘણો ઉંચો, ઘઉ વર્ણનો, ચંચલ દેખાવનો, કાલી જીણી જીણી આંખો અને છેક જીણા કાપી નાંખેલા કરચલી વલતા કાળા ભમ્મર જેવા બાલ ધરાવનાર ગ્રહસ્થ હતો. તેનું અચ્છી રીતે ગોઠવાયલુ રેનકદાર નાક, પટલા સીધ્ધા હોઠો, અને તેના મજબુત અવયવોએ જોનારાઓપર કંઇ અસાધારણ અસર કીધી.

સઘળાંઓ વચ્ચે આસાનીથી ચાલી, ડોકાંના અણુકાથી સર્વને સ્હેજ નમી તે જાહેર ખબર વાલી જગા આગળ આવી ઉભો.

"જીમ" તેને પોતા સાથ આવેલા સિધ્ધી ગુલાંમને પુછયું.

હું ધારૂંચ કે આ જાહેર ખબરમાં દર્શાવેલા માણસને આપણે રસ્તે જોયો હતો નહી વારૂં?"

"હા સાહેબ!" સિદ્ધી ભાઇએ જવાબ આપ્યો "પણ મારી પકકી ખાતરી નથી કે તે એજ"

અંહીંએ તે નવા આવનારે બવાચી ખાધી અને હોટેલવાળા તરફ ફરી જઈ એક "રૂમ" ની માંગણી કીધી.

કારખાનાવાલો મી૦ વીલશન, આ નવા આવનારને જોઈ કંઇ અકર વકરમાં પડેલો માલમ પડયો. તેણે ધાર્યું કે આ માણશને તેણે કેઠે જોયો હતો નહી—એટલુંજ નહીં—પણ તેની સાથ તેને ઓળખાંણ હતી. પણ તે કયાં અને કેવી રીતે તે તે યાદ કરી શકયો નહીં. જરા જરામાં તે બીગાનાને હસ્તો બોલતો યા ફરતો જોઈ તેનીપર પોતાની આંખો ઠેઠવી રાખી નજર એક થતાં ખેંચી લેતો હતો. અંતે એક અચબુચ યાદ તેનાં ભેજામાં ચમકી ઉઠી અને તે બીગાના તરફ એટલી તો અજાયબી અને ધાસ્તીથી ટીકવા માંડયું કે તેની આ હીલચાલ પેલાના જોવામાં તુરત આવી. આવું જોઈ તે વીલશન પાસે આવ્યો.

"કોણ? મી૦ વીલશન?" તે વીલસનને હાથ આપતાં બોલ્યો. "મને માફ કરજો કે મેં તમોને પેહેલા નહીં જોયા. હું ધારૂંચ કે તમો મને ઓલખોચ. શેલબી પ્રગણાનો મી૦ બટલર મારૂં નામ છે."

"હા—હા—સાહેબ, હા સાહેબ" વીલસન જાંણે ઉંઘની ગાફેલીમાં બોલતો હોય તેમ અચકી અચકી બોલ્યો.

"મી૦ વીલશન" બીગાનાએ આગળ ચલાવ્યું "મેહેરબાંની કરી મારા ઓરડામાં આવશો? મને તમારી સાથે વાત કરવી છે"—

મી૦ વીલસન તેની પછવાડે ધભરાતો ધભરાતો ગયો. તે બીગાનાએ અંદર જઇ બારણું બંધ કીધું અને બન્ને હાથો ગજવાંમાં નાંખી વીલશનને જોતો ઉભો.

"જીયોર્જ!" વીલશન બોલ્યો.

"હા, જીયોર્જ" તે જુવાંને પડધા કીધો.

"હું તુંને કદાચજ ઓળખતે" વીલશન ડોળા ફાડી બોલ્યો. બ્હીકથી તેના રગેરગ ધુજતી હતી.

હું ધારૂંચ કે મેં ફત્તેહમંદીથી બીજો વેશ ધારણ કીધો છે. અખરોતના ઝાડની છાલના રસથી મેં મારી ગોરી ચાંમડી બદવર્ણી બનાવી છે. તેમજ મેં મારા કસબી બાલને રંગી કાળા કીધા છે. તમો જોતા હશો કે પેલી જાહેર ખબરમાં જણાવેલા માણુસ તરીકે એક એક બીગાનાથી મારૂં પકડાવું મુશકીલ છે."

"કેવું જોખમ ભરેલું કાંમ! જીયોર્જ!" વીલશન ગભરાટ અકરાટથી બોલ્યો "તું નાદાંનને એમ કરવાની સલ્લાહ કોણે આપી?"

"મેં મને પોતાને સલ્લાહ આપી!" જીયોર્જ હંશી બોલ્યો.

મી૦ વીલશન જો કે કોઇને દુ:ખ દે એવો ન હોવા છતા પોતાના દેશના કાનુનોને માંન આપનાર ગ્રહસ્થ હતો.

"જીયોર્જ તું તારા ધણીના કબજામાંથી નાસી જાય છે એ જોઈ હુ દલગીર છું."

"કાય દલગીર છો?" જીયોર્જે શાંતીથી પુંછયું.

"એમ કરવાથી તું તારા દેશના કાયદાઓનો ભંગ કરે છે!"

"મારો દેશ?" જીયોર્જે ભાર મુંકી તીખાસથી બોલ્યો, "મારી ઘોર સીવાય મારો દેશ કયો છે? અને ખુદા પાસ માગું છું કે હું યાં જલદીથી મુંકાવું!"

"તારી લાગણીઓ ખરી છે," તે ભલા ખવાસનો માણુસ આંખ લુછતાં બોલ્યો, "એ લાગણીઓ ખુદરતી છે; તે છતાં જીયોર્જ હું તુંને ઉત્તેજન આપી શકતો નથી. ખુદાએ જે નસીબમાં સરજયું તેને તાબે થવુંજ જોઇએ."

જીયોર્જ અદબવાલી ગંભીરનાથી ઉભો.

"મી૦ વીલશન" તે થોડો વખત થોભી બોલ્યો "જો કોઈ જંગલી જાત તમોને જોર જુલમથી હંચકી જઈ, તમારી આખી જીંદગી સુધી તમારા મોહોરદાર અને ફરઝંદોથી જુદા પાડી તમોને અનાજના ખેતરો ખેડવામાં દાબે તો તમો તે તમારી સરજતને તાબે થાવો કે? "ખુદાની મરજી" એવું બોલી દીલાશો લેવા તૈયાર થાવો કે?"

વીલશને આંખો પોહોલી કરી જીયોર્જ તરફ ટીકયાજ કીધુ.

"પણ જીયોર્જ તુંને એટલું તો ખબર છે કેની કેજો તુ પાછો પકડાયો તો તારો જીવ લેવામાં આવશે?"

"જ્યાં સુધી આ હથીઆરો મારી પાસ મોજુદ છે" જીયોર્જ

કમર પટામાંથી બે બંદુકો કાહાડી દેખાડતાં બોલ્યો. "ત્યાં સુધી હું કોઇના પણ હાથમાં જીવતો આવનાર નથી"

"જુવો મી૦ વીલશન" જ્યોર્જ તેની પાસે બેસી જતાં બોલ્યો "મારી તરફ જુવો! શું હું તમારી માફક બેઠો નથી? મારા ચેહેરા તરફ જુવો! અને કેહેવો કે હું તમારા જેવો એક આદમી નથી? મી૦ વીલશન—અરે! મારૂં સાંભળો! મેં મારી માતાને મારી નજરે નજર પોતાના સાત ફરઝંદોથી છુટાં પડતી જોઇ છે. તે વાહાલાં ભાઇ બેનો તે માતાના દેખતાં દેખતજ જુદા જુદા ધણીઓને હાથે વેચાંયાં હતાં, કે જેઓમાં સૌથી નાનો હું હતો. તેણીને પોતાને વેચાતી લેનાર ધણીના પગપર પડી તેણીએ માંગી લીધું કે મને પણ તેણી સાથ ખરીદવામાં આવે કે જેથી કંઇ નહીં તો હું એકલો પણ તેણીની આંખની તાહાડક થઇ પડું. પણ અરે તે ખવીશ! કાદવના બુટની લાતથી તે મારી માત દૂર ફેંકાઇ કે જેણીને રડતી અને કલાપીટ કરતી મેલી મને મારો હાલનો ધણી લઇ ગયો."

"વારૂ પછી?" મી૦ વીલશન આંખે રૂમાલ દાબી રાખી બોલ્યો.

"નસીબ સંજોગે મારી સાથ મારી વડી બહેનને પણ મારા હાલના ધણીએ વેચાતી લીધી. તે ખુબસુરત, ભણેલી અને પરહેજગાર બહેનને મારી સાથ જોઇ હું મારી ખુશાલી સમાવી શકયો નહીં! પણ અંતે તે ખુશાલી માહેતમમાં ફેરવાઇ ગઇ! મેં મારી નજર આગળ તેણીની આબરૂ લુટાતાં—પણ અરે બસ! તે યાદો!" જ્યોર્જ લઠડી પડયો "ઓ મારી માતા—બહેનો—અરે એલીઝા મારી ગરીબ મોહોરદાર!"

"તારી મોહોરબ્બર?" વીલશન અજાયબ થઈ આંખમાં આંસું લાવી બોલ્યો "તેણી શું પેલા શૅલબીને ત્યાં સુખી નથી? તે તો ઘણો દયાલુ માણસ છે."

પણ દયાળુ માણસોબી પૈસાની તંગીમાં આવી પડે છે."

"શું ત્યારે તેણે તેણીને વેચી નાંખી?"

"તેણીને નહીં પણ તેણીનાં—મારાં એક પુરાં ફરઝંદને વેચવામાં આવ્યું. પણ તે ગુલાંમી વેપારી ખવીસના હાથમાં તે નિર્દોષ બાળક હજુ આવવા પામ્યું નથી. તેને લઈ તેણીની માતા કોણ જાણે કાંઇ નાહાસી ગઇ છે"

વીલશન અંતે પીગલ્યો.

તેણે જીયોર્જને જવાની રજા ખુશીથી આપી, જેમ કરતાં નોટોનું એક બંડલ તેના હાથમાં સેરવી દીધું.

"મારા મુરબ્બી શેઠ વીલશન" જીયોર્જ કરઅરી બોલ્યો "હું તમારા હજારો ઉપકારમાં દટાયલો છું તેમાં આ એકનો વધારો છે, તે ઉપરાંત એક ભવિષ્યના ઉપકાર માટે તસ્દી આપવાની હું રજા લઉં છું"

"અને તે?"

"તે એજ કે જો મારી ગરીબ એલીઝા તમોને મળે તો તેણીને કહેજો કે કોઇબી કીસમે તેણીએ કેનેડા ખાતે જવું; જ્યાં હું પણ જનાર છું—અને નહી તો પછી તે કીરતારની દરગાહતો છેજ!"

---

## પ્રકરણ ૧૦ મું.



## કાયદાપુર્વક વેપારના થોડાક નમુનાઓ.



હેલી અને તોમને આગળ વધતા આપણે એકવાર પાછા જોઇએ.

હેલી એક પત્ર વાંચતાં નીચલી જાહેર ખબર વાંચતો માલમ પડે છે:—

---

### વકીલો મારફતે વેચાંણ!

### ગુલામો! સીદ્દીઓ !!



"તા૦ ૨૦ મી ફેબ્રુઆરીને દીને, નામદાર કોર્ટના હુકમથી, કોર્ટના મકાનના દરવાજા આગળ નીચલા ગુલાંમોને વેચી નાખવામાં આવશે.

| | | | |
|---|---|---|---|
| " હેગાર | ઉમર | વરસ | ૬૦ " |
| " જોન | ઉમર | વરસ | ૩૦ " |
| " બૅન | ઉમર | વરસ | ૨૧ " |
| " સૅાલ | ઉમર | વરસ | ૨૫ " |
| " ઑાલબર્ટ | ઉમર | વરસ | ૧૪ " |

આ વેચાંણુ માંગનારાઓના ફાયદા માટે કરવામાં આવશે."

"સહી, સેમ્યુલ મોરીસ } વકીલો.
" થોમાસ બ્રાડસો }

(વોશીંગટન.)

"ટોમ?" હેલીએ કપલી જાહેર ખબર વાંચી ટોમ તરફ જોઈ બોલ્યો. "તુંને દોસ્તો પસંદ છે કે?"

બીચારા ટોમે "હા"નું ડોકું ધુનાવ્યું.

"ઠીક છે ત્યારે!" હેલી બોલ્યો "વોશીંગટન શેહેરમાં પુગતાંજ આ જાહેર ખબરમાં લખ્યા પ્રમાણે ગુલાંમોનું લીલાંઉ શરૂ થનાર છે, જેમાંથી હું પણ બે ચાર ખરીદનાર છું."

વોશીગટન શેહેરમાં આવી પુગતાં ટોમને જેલમાં પુરી હેલી પોતાનું ધારેલું કામ પાર પાડવાના કાંમમાં રોકાયો.

બીજે દહાડે સહવારના, તે શેહેરની કોર્ટના દરવાજા આગલ પુષ્કળ લોક ગુલાંમોની ખરીદી માટે એકઠું થયું.

વેચવામાં આવનાર સઘળા ગુલાંમોને હારબંધ બેસાડવામાં આવ્યા હતા જાહેર ખબરમાં જણાવેલી હેગાર નામની ઓરત આસરે સાઠ વરસની રતાંધલી અને લુલી થયલી ગયલી ઘરડી ઓરત હતી. તેણીએ પોતાનો એક હાથ, જાહેર ખબરમાં જણાવેલા "આલબર્ટ ઉમર વરસ ૧૪"ની ગરદન આસપાસ નાંખી ખરીદનાર ટોળાં તરફ ફાકલુદીથી જોઇ ધ્રુજતી ઉભી હતી, જે ચંચલ છોકરો, તેણીના

ખોહોળાં કુટુંબમાંથી એકજ બાકી રહયો હતો; બાકીના સઘળાઓને તેણીના ધણીએ એક એક પછી વેચી નાખ્યાં હતાં.

"દીકરા! દુવા માંગ" તેણી આલબર્ટ તરફ જોઇ મોટેથી બોલી "કે કોઇ દયાલુ ખરીદનાર આપણને બંનેને સાથે વેચાતાં લે!"

અત્રે હેલી તે લોક તરફ આવ્યો, અને એક ગુલામ પાસે જઇ તેનુ મોહોંડું ઉગાડી અંદર જોયું, તેના દાંતો તપાસ્યા, ઉભો રાખી ટટાર કરી જોયો અને તેની પીઠ વાળી!

એક પછી એક એવી રીતે બધાંની તપાસ કરતો તે હેગારના છોકરા. આલબર્ટ, તરપ આવી તેના હાથો દાબી જોઇ, તેની ચાલાકી તપાસવા માટે કુદાવ્યો!

"એને કંઇ એકલો વેચવાનો નથી! હું બી એ "લૉટમાં" છું સાહેબ! જુવો હું હજુ કાંમ કરવાને શક્તિ ધરાઉ છું!" હેગર ધ્રુંજતા હાથો બતાવતાં બોલી!

હેલી આ ચસી મસી રહેલી બુઢીઆ તરફ ધીક્કારથી જોઇ દુર ખસી ઉભો:

લીલાંઉ કરંનારો માણસ આવી ઉભો જેણે જોઈ હેગરે, ઑલબર્ટને પાંસાંમાં દાબી રાખ્યો.

"ઑલબર્ટ! ઑલબર્ટ! તારી માતાના પાંસાંમાં રહે કે જેથી આપણને કોઈ સાથે સાથે ખરીદ કરે!"

"અરે માયજી!" ગભરાયલો છોકરો બોલ્યો "મને ધાસ્તી છે કે એમ થનાર નથી"

"જો એમ થશે તો તારા વગર હું જીવનાર નથી."

લીલાંઉ કરનારના ઘોઘારી અવાજે જાહેર લીલાંઉ શરૂ કીધું. બીડો શરૂ થઈ, અને એક પછી એક જીવતી જાગતી ચીજો જુદા જુદા ધણીઓને હાથ સ્વાધીન થવા લાગી. હેલીને બે ગુલાંમ હાથ લાગ્યા.

"ચાલ છોકરા!"

ઑલબર્ટને બ્હાર લાવવામાં આવ્યો.

"હમોને બંન્ને જણોને સાથે "લૉટમાં" મુકો સાહેબ!" એક ખોખરો અવાજ ચીસના આકારમાં આસપાસ પંઠરાઇ રહ્યો.

"દુર થા!" પરિણાંમમાં લીલાંઉ કરનારાએ તેણીને હડશેલી કહાડી.

બીડ આપનારાઓ તરફ બ્હીક અને રડમેસ હાલતે જોતો પેલો છોકરો હેલીને નામે ઠોકાયો, જેને હેલીએ પોતા પાસ તુરતજ ખેંચી લીધો. રડતી ચશમોએ તે જુવાન છોકરો હાથ લાંબા કરી ધ્રુજતી ઉભેલી માતા તરફ જવા માટે વલખાં મારવા લાગ્યો.

"મને પણ સાથે ખરીદો ઓ સાહેબ! નહી તો હું મરી જઈશ"

હેલી જવાબમાં ફક્ત દાંત કહાડતો ઉભો.

હેગરની બીડ શરૂ થઇ, અને નજીવી કીંમતે તેણીને એક બીજા ધણીને વેચવામાં આવી.

"અરે! એકને પણ મારી પાસે નહીં રેહેવા દેવામાં આવે?" હેગર એક હાય મારી બોલી.

"ખુદાપર વિશ્વાશ રાખ" એક ગુલાંમે દીલાશો દીધો.

"તેથી મને શું ફાયદો થનાર છે?" જવાબ મળ્યો.

"ઓ માતા! માતા! તું ના રડ!" ઑાલબર્ટ બોલ્યો "તેઓ કહે છે કે તારો ધણી દયાળુ છે."

"મને તેની દરકાર નથી! દરકાર નથી! અરે! આલબર્ટ તું મારૂ છેલ્લું ફરઝંદ છે! અરે ખુદા! તેને પણ વેચાતો—જીવતો છતાં, દુર થતો કેમ જોઇ શકું!"

આડત્યાઓએ તેને નામે ખરીદેલા વધુ ગુલામોને પોતાને અસ્તક લેવા હેલી પોતાના સઘળા ગુલાંમો સાથ વોસીંગટન બંદરેથી એક સ્ટીમર પકડી, આગળ વધ્યો.

આ સ્ટીમરમાં મુસાફરી કરતાં અમેરીકન કુટુંબો ખુબ ગમતમાં ઉતરેલાં હતાં, કારણ દીવસ ઘણોજ ખુશનુમા અને હવા દીલપઝીર હતી.

શું તોમ અને તેના સાથી ગુલાંમો પણ ખુશનુમાં દીવસની મજાહમાં ભાગ લેતા હતા?

નહી! કારણ તેઓને તો ડુટકની નીચે બીજા માલ સાથ સીંચવામા આવ્યા હતા.

"પોર્યાઓ" ઉપલાં ડુટકપરથી નીચે આવતાં હેલી બોલ્યો, "હું જોઇ અજબ છું કે જ્યારે ઉપરના સર્વ ઉતારૂઓ આ ખુશનુમાં દીવસની મજાહમાં મચી રહેલાં છે, ત્યારે ફકકત તમોજ કેમ જાણે કોઇના મોત માટે વિલાપ કરતા હો તેમ ગમગીન ચેહેરે બેશી રહયા છો? ચાલો બધાઓ હસ્તા ચેહેરા કરી નાંખો!"

"હા સાહેબ!" સર્વ ગુલાંમો બોલ્યા. "પણ તેઓ હસ્તા

ચેહેરાઓ કરી શકયા નહીં. દરેકને પોતાના વીખરાઈ પડેલા કુટુંબને યાદ કરવું હતું.

"મારી માઇરા!" "જોન ઉમર વરસ ૩૦" નામની ચીજ ટામના ગુંઠણપર બેઠી સાથનો હાથ મુકી બોલ્યો 'મારી માઈરા, મારી ઓરત, મારા આ હાલથી નાવાકેફ છે. ગરીબ છોકરી!"

"તેણી કયાં રહે છે!"

"હવે પછીના આવતાં બંદર પર આવેલાં એક હોટેલમાં તેણી નોકરી કરે છે. અરે! તેણીને હું ફકકત એકજ વાર જોવા પામું!"

ગરીબ જોન! તેની આ માંગણી શું કુદરતી ન હતી?

ટામે બનતી કોશેશે પોતાના સાથીના ગમને દુર કરવા સમજાવી દીલાસો દેવા લાગ્યો જ્યારે તેજ સ્ટીમરની ઉપલી કેબીનોમાં, માતા પીતા, મોહોરદાર, ખાવિંદો અને નાના બાળકો ખુદરતની ખુબસુરતીને નીહાલતાં રંગ ઉડાવવા પડયાં હતાં!

"અરે મમા!" ટામની ટોલી આગલથી તુરત ઉપર આવેલો એક છોકરો બોલ્યો "એક ગુલાંમી વેપારી પોતાની સાથે પાંચ છ ગુલામો લાવેલો છે."

"ગરીબ બીચારાઓ!" તે કોઈ દયાળુ માતા દલગીરી અને ગુસ્સાના ભેલ સાથે બોલી.

"શું છે?" પાસે બેઠેલી બીજી બાનુંએ પુછયું.

"ઠોડાક ગુલામોને નીચે સીચેલા છે!" પેલી માતાએ કહ્યું.

"અને તેઓને બેડીથી બાંધેલા છે!" બેટાએ ઉમેર્યું.

"આપણા દેશ માટે કેવું શરમ ભરેલું!" બીજી બાનુએ ટીકા કીધી.

"એ બાબદની બંને બાજુ તપાસવાની છે," એક ત્રીજી બાનુ ઉમેરાઈ કે જેની સીવતી બેઠી હતી જ્યારે તેણીના છોકરાં પાસે રમતાં હતાં. "હું તેઓ વચ્ચે ઘણા વરસ વસી છું અને મારી ખાતરી થઇછે કે એ સીધાઓ ઘણા સુખી છે."

"કેટલાકો સુખી હશે," પેલા છોકરાની માતા બોલી "પણ બધા નહી. મારા વીચાર પ્રમાણે એ વેપારનો બહુજ ભયંકાર ભાગ દયા અને લાગણીઓનો ભંગ કરી એક કુટુંબના છોકરાંઓને જુદે જુદે હાથે અને પરાયે ઠેકાણે વેચી છુટાં પાડવામાં સમાયલો છે."

"હા પણ એમ કંઇ દર વખત નથી બનતુની!" સીવતી બાનું બોલી.

"નહી ઘણી વખત—હંમેશ બને છે," ગુલામોની હીમાયતી બાનું જુસ્સાથી બોલી, "હું કેનટકી અને વરજીન્યા ખાતે જાતે રહેલી છું અને ત્યાં મેં એ દેખાવો ઘણી વાર જોયા છે, જે દેખાવો સખતમાં સખત હૈયુ વીંધી નાખવાને પુરતા છે. ધારો બાનું કે આ તમારા છોકરાંઓને પકડી વેચી નાખવામાં આવે તો?"

પેલી બાનું એકાએક ઉજલી ફક બની ગઈ!

"પણ તેઓની લાગણીઓ શું આપણી સાથ સરખાવાય?"

તેણી અચકાતી અચકાતી બોલી.

"લાગણીઓ મરખાવાય? અરે બાનું! અરે! સત માનજો કે તેઓની લાગણીઓ આપણા કરતાં વધુ તિક્ષણ છે."

આ વાત ચાલતી હતી તેટલાં સ્ટીમરે નવું બંદર આવતાં થોભી લંગર નાંખ્યું.

જતા અને આવતા ઉતારૂઓની ધમાલ વચ્ચે કાળા પોષાકથી સજાયલી એક ઓરત, આંફુલી ફાંફુલી બની ઉતારૂઓની આસપાસ જોઈ નીચેના ડુટકપર જ્યાં ગુલામોની ટોલી બેઠી હતી ત્યાં દોડી ગઈ અને "જોન ઉમર વરસ ૩૦" નામની ચીજનાં ગલાંની આસપાસ હાથો નાંખી, છાતી ફાટી નાંખનારી કલાપીટ કરવા લાગી.

અરે પણ એ વાતોનું બ્યાંન—સબલાંના ફાયદા માટે નબલાંના જીગરોની ઘુંટાતી, દાજતી, અને ટુટતી દોરીનું બ્યાંન વધુ કરવાની જરૂર નથી; તે એક કે જેની માહ શકિતમાંન નજર ચોગમ ખુલી છે તે એ કારોબારથી વાકેફ છે—બાકી સુધરેલી પ્રજાઓને એ બાબદનો શું ખ્યાલ!

બંદર કરી સ્ટીમરે પાછું લંગર ઉંચકી સડસડાન પાણી કાપવા માંડયું.

સ્ટીમર ઉપડતાં તોમ અને બીજા ગુલામો આગલ, હેલી એક સિધ્ધી ઓરતને લઈ આવ્યો. આ ઓરતના હાથમાં એક બાળક હતું જેને તેણી ખુબ હસાવી રમાડવા લાગી.

તેણીને ટામથી જરા દુર બેસવાનો હુકમ થયો.

થોડો વાર અહીં તહીં ફેરા આંટી ખાઇ, હેલી અચબુચ તે ઓરતની પાસે બેસી ગયો અને તેની સાથે સીફતથી વાતે ઉતર્યો.

ટામે આસ્તે આસ્તે તે ઓરતના મુખપર ધાસ્તીની નિસાંણીઓ ફરી વળતાં જોઇ, અને અંતે તેણે જોયુ કે તેણી હવે તો ઘણાજ ધબરાટથી જવાબ દેતી હતી.

"હું માનું નહી! હું માનું નહી!" તેણી આસ્તેથી વાત કરવાનું છોડી દઇ મોટેથી બોલી "તમે મારી મશ્કેરી કરો છો."

"પણ આ વાંચ્યાથી તો તારી ખાતરી થશે કેની?" હેલી ગજવામાંથી કાગળ કાહાડતાં બોલ્યો, "આ જો વેચાંનની યાદી છે અને અહીં તારા ધણીની સહી છે. તારે માટે પોહોરીઆં જેવા સીકકા આપ્યા છે સમજી!"

"અરે તે મને કદી ઠગે નહી! હજુબી એ વાત મારા માનવામા આવતી નથી." તે ઓરત વધતાજ જતા ધબરાટથી બોલી.

"તારે જોઇએ તો અંહી કોઇને પુછી જો," હેલી બોલ્યો, "ભાઇ જુવોની!" પસાર થતા એક માણસને પકડીને તે બોલ્યો. "જરા મેહેરબાની કરી આ વાંચો! આ બુબખ મારૂ માનતી નથી."

"વેચાણ યાદી છે," પેલો માણસ વાંચતાં બોલ્યો, "હુ જોન ફોસડીક, મારી ગુલાંમડી લુશી અને તેણીના બચ્ચાંને આ લખ્યાથી મી૦ હેલીને વેચી નાખું છું."

"મને તેણે કેવી ઠગી!" તેણી ચીસ પાડી બોલી, "અરે પણ હજુબી કંઈ ભુલ હશે."

"નહી ગરીબ ઓરત," તેણીનો કકલાટ સમજી એકઠા થયલા લોકોમાંનો એક સખસ બોલ્યો.

તે ઓરત મુંગી રહી ગઇ. પણ તેણીના મુંગા મોંનો દયામણો દેખાવ રડાવાને બસ હતો, તેણીએ પોતાના પ્યારાં ફરઝંદને ખુબ છાતીએ દાબ્યું, જાણે તેને કોઈ લઈ જતું હોય.

છાતીએ વળગાવેલું ભુલકું આસરે બે વરસની ઉમરનુ અતિ મજબુત અને તંદરોસ્ત હતું.

"પોયરો ઘણો સરસ છે!" ઉતારૂઓમાનો એક શખસ ગજવામાં હાથ નાંખી તેને જોતા બોલ્યો "એની ઉંમર શું?"

"બે વરસ" પેલી કમનસીબ ઓરતે બીહીતાં બીહતાં જવાબ આપ્યો.

આ વખતે હેલી પેલી ઓરતથી થોડે દુર ઉભો હતો, જેની પાસે પેલો સવાલ કરનાર જઇ ઉભો.

"ગુલાંમડી હુશીઆર લાગે છે!" તેણે હેલીને કહયું "એને શું દક્ષિણ તરફનાં ખેતરોમાં લઇ જાવો છો?"

"હા!"

"ખેતી માટે?"

"હા, મને પ્લાંન્ટેશન (ખેતરોના કામ) માટે એક મોટો 'ઑરડર' બજાવવો છે અને હું ધારૂંચ કે હું તેણીને તે 'લોટમાં' મેલીશ."

"પણ ખેતીના કામ માટે એના બચ્ચાંનો શો ખપ?"

"પેહેલ્લી ટકે હું તેને વેચી નાંખીશ" હેલી બીડી સલગાવતાં બોલ્યો.

"સસ્તાંમાં કે?"

"ખાતરીથી કહી શકતો નથી" હેલી બોલ્યો. "એ દેખાવમાં કેવો સુંદર, ચપળ, માતેલો અને મજબુત છે!"

"દશ ડૉલર!" પેલાએ બીડ મુકી!

હેલીએ ડોકુ ધુંણાવ્યું.

"પચાસ ડાલરથી ઓછું લેનાર નથી" તે બોલ્યો.

ભાંજગડ કરતાં તેઓએ ૩૦ ડોલરની કીંમતે સાટું કીધું.

"તમો ક્યાં ઉતરો છો?" હેલીએ ઘરાકને પુછ્યું.

"લુઇવીલે ખાતે" જવાબ મલ્યો.

"લુઇવીલે?" હેલી બોલ્યો "અચ્છી ટક! આપણે ત્યાં ઝઝકલાંમાં પુગીશું અને તે વેળા એ પોર્યો સુતેલો હોવો જોઇએ, મને ઘોંઘાટ અને રડાપીટ પસંદ નથી. હું હંમેશ મારૂં કાંમ શીફતથી કરૂં છું. કહું તે વખતે તમો તેને ઉઠાવી જજો."

અને કીંમત પગાર થવા સાથ ચોકકસ દસ્તાવેજો વેચનારના હાથમાંથી લેનારના ગજવામાં જઇ પડયા.

નિકાલ આવી ગયો! પેલું દુધમગ બાળક બીજાની માલેકીનું થઇ ગયું!

લુઇવીલેના બંદરમાં બોટે લંગર નાંખ્યું.

આ વખતે પેલી ઓરત ભર ઉંઘમાં પડેલાં બાળકને લઇ બેઠી હતી પણ લુઇવાલેનું નામ પોકરાતાં સમજી તુરત ઉઠી ઉભી થઈ, અને બાળકને સંભાળથી ચટાઈપર સુવાડી તે બોટની એક બાજુએ જઇ ઉભી કે બંદરપર કામ કરતા પોતાના ખાવિંદની તે છેલ્લી મુલાકાત લઈ શકે.

"આ ટક ઠીક છે" હેલી તે સુતેલાં બાળકને ઉંચકી ખરીદનારને આપતાં બોલ્યો.

"એને જગાડતાં ના હં નહીં તો વાત ભારી પડશે!"

ખરીદનાર તે બાળકને સંભાળથી લઇ થોડી પળમાં પોબારા ગણી ગયો!

બોટ ઉપડતાં પેલી ઓરત પોતાની ઉમેદમાં નાઉમેદ થયલી હોવાથી ગમગીનીએ પોતાની જગા પર પાછી ફરી, જયાં તેણીએ હેલીને બેઠેલો જોયો.

જયારે બચ્ચાંની જગા ખાલી હતી!

"અરે! આહ! કાહાં છે! કાંહાં—" તેણી ગુંગલાઈ જઇ બોલવાની કોશેશ કરવા લાગી.

"લુશી" હેલી બોલ્યો, "તારાં ભલાં માટે મેં તારા છોકરાને એક સારા ધણીને હાથે વેચ્યો છે. ખેતીના કાંમમાં તું એકતો હાડમારીમાં પડે ત્યારે તારાં બચ્ચાંની હાડમારી તારેથી કેમ ખમાતે? યાદ રાખજે કે એનો નવો ધણી એને સારી રીતે ઉછેરશે."

હેલી આ ગુલામડી તરફથી શોર બકોર અને ચીશોની આશા રાખતો હતો.

પણ તે કમનસીબ ઓરતે એક પણ ચીસ પાડી નહી. જુદાઇનો ઝેરી તીર આબાદ તેણીના કલેજામાં બેસી જવાથી તેણી બેફાંમ બની ગઇ.

તમ્મર આવતાં તેણી બેસી ગઈ. હાથો જોર વગરનાં બની બાજુએ પડયા, અને તેણીની આંખો એકજ જગાએ ટગર ટગર ટીકી રહી.

હેલી તેણીને દીલાશો દેવા ગયો.

"હું કબુલ કરૂંચ કે તુને પેહેલ્લાં તો ઘણું ભારી લાગશે, પણ મને તેમ કરવા વગર ચાલ્યું નહી, તું ડાહી——"

"અરે સાહેબ! બસ! બસ!" તેણી બોલી.

"તું એક ચંચલ છોકરી છે," હેલીએ ચલાવ્યું "હું તારૂં સારૂંજ કરીશ. દક્ષિણ તરપ જતાં હું તુંને એક અચ્છો ખવિદ અપાવી——"

"અરે!" સાહેબ, ખુદા ખાતર હાલ તુંરત મારી સાથે વાત કરવાનું મોકુપ રાખો."

હેલી વધુ બોલવામા સાર નહી જોઇ ત્યાંથી ઉઠી બોટના બીજા ભાગમાં ગયો.

"રાહપર આવી જશે!" તે જતાં જતાં બબડયો.

પેહેલ્લાંથી તે છેલ્લાં સુધી આપણા ટામે આ સાટું તપાસ્યું હતું.

બરૂના સાંથાની માફક ધ્રુજતી, જીવતી, જાગતી, લોહી અને માસની બનેલી તે ગરીબ ચીજનું કમકમાટ ભરેલુ દુઃખ જોઇ તેનું હૈયું અંદરખાનેથી લોહીની ધારા રેડવા લાગ્યું, કે જે ચીજને—અરે! એક અમ્મર આત્માને—અમેરીકન કાયદો, જે ગાંસડાં પોતલાં અને પીપો વચ્ચે તેણી પડેલી હતી તે વર્ગમાં ગણવાને તૈયાર હતો!

તોમ તેણી આગળ ગયો અને ગાલો પરથી સરી પડતાં આંસુઓ લુંછતો, તે મોટાં દીલનો અદના ગુલાંમ, દુઃખમા પડેલીને દીલાશો દેવાની ઘણી કોશેશ કરવા લાગ્યો, પણ તેણી ફકત ટગર ટગર ટીકવા શીવાય બીજું કંઇ કરી શકી નહીં.

રાત પડી. સઘળું શાંત થઇ ગયું. સઘળાં બરઉંઘમાં પડયાં. અરે! દીસનો બનેલો બનાવ બે જણ સિવાય સર્વ ભુલી ગયાં!

ટોમ અને પેલી ઓરત જાગતાં પડેલાં હતાં.

મધરાતને સુમારે તોમ પોતાની પાસે કંઇ સંસારો સમજતાં, ઉઠી બેઠો અને તુરતજ તેણે પોતા પાસેથી એક કાળો આકાર પસાર થતાં જોયો, જેની પાછળ કાંઇ પાણીમાં પડવાનો અવાજ આવ્યો.

ટામને પોતા સિવાય કોઇએ આ બનાવ જોયો યા સાંભળ્યો હોય એવું લાગ્યું નહીં.

પેલી ઓરતની જગા તરફ નજર કરતાં તે ખાલી જણાઇ.

સંધે તપાસ કરવા બાદ ટોમ અનુમાનપર આવ્યો કે પાણીમાં પડનાર પેલી ઓરતજ હતી.

ત્યારે અંતે તે ચીરાયલું નાનું જીગર શાંત થયું?

હા!

અને તેણીને પોતાના પેટામાં સમાવનાર નદીએ, જાંણે કંઈ બન્યુ નહીં હોય તેમ છોલ મારવાનું ચાલુંજ રાખ્યું!

ધીરજ! ધીરજ! આવા દુઃખદાયક બનાવોના બ્યાન વાંચી જેઓની લાગણીઓ ઉસ્કેરાતી હોય—જેઓ ગુસ્સાને શરણ થતાં હોય તેઓએ ધીરજ રાખવી! દુઃખનો એક ઝટકો, દુઃખીઓનું એક આંસુ પણ તે માહકૃપાળુ સાહેબથી અંજાણ નથી. તેની ફતેહનો પણ એક દીવસ આવશે, જે વખતે ગુલામી વેપાર તે કીરતારની આ બોહોળી સલતનતમાંથી જડમેખથી નાબુદ થશે!

સહવારૂં પડતાંજ હેલી ઉઠી આવી પોતાના માલની ખબર લેવા આવ્યો પણ આવતાં વાર તે દધાઇ ઉભો

"તે બીચારીએ તો આપઘાત કીધો!" તોમે શાંતીથી તેની અજાયબી દુર કીધી.

હેલી ઘણો દલગીર થયો ખરો, પણ દયાનો એક અંસ પણ તેના ચેહેરા પર માલમ પડયો નહીં, કારણ પ્રીય વાંચનાર હમોએ આગળ જણાવ્યું તેમ તેને એવી બાબદોનો જબરો અનુભવ હતો.

અને તેથીજ મોતના દુતની પધરામણી પણ તેનાં જીગર પર જરા પણ અસર કરવા પાંમી નહી.

ગજવામાંથી ધીરે રહી નોંધપોથી બાહાર કાહાડી તેણે તે "ચીજ"ને માટે ખોટ દર્શાવનારાં પાનામાં નોંધ લીધી!

## પ્રકરણ ૧૧ મું.

---

### ઈવેનજેલીન!



પોતાની સારી ચાલચલણે અંતે ટામે હેલી જેવા કંગાળ માણસનો પણ વિશ્વાસ મેળવ્યો. શરૂઆતમાં તેની ઉપર આખો દીવસ ચોકી પેહેરો રાખવામાં આવતો હતો અને રાતને વખતે બેડી સિવાય તેને સુવા દેવામાં આવતો ન હતો; પણ વગર ફર્યાદની તેની ધીરજ અને બહારના દેખાવના સંતોષે હેલીને આસ્તે આસ્તે તે સખતાઇઓ દુર કરવાને દોરવ્યો, અને રફતે રફતે ટામને બોટપર જ્યાં ગમે ત્યાં અને અને કોઇબી વખતે ફરવા હરવાની છુટ મળી.

આ છુટનો ઉપયોગ ટામે ઘણી સારી રીતે કીધો. આળશાઈમાં પોતાનો વખત ગુમાવવાને બદલે બોટના ખલાસીઓ અને અમલદારોને તે પુરં ઉલટથી મદદ કરવા લાગ્યો, અને પોતાના હમેશના શાંત અને પરોપકારી સ્વભાવે તેણે બોટના સર્વ કામદારોનો ચાહ ટુક વખતમાં મેળવ્યો.

ઉતારૂઓમાં સેંટ કલેર નામનો તવંગર જવાન પોતાની મોહોરદાર અને આસરે નવ વરસની એક બેટી સાથે સફર કરતો હતો.

સેંટ કલેરની આ બેટી, અવાર નવાર બોટના સઘળા ભાગમાં ફીરતી હતી.

તેણી બાળપણની સંપુર્ણ ખુબસુરતી ધરાવતી હતી છતાં તેણીની અદામાં છોકરવત લાડની ઘેરહાજરી દીસ્તી હતી. તેણીનું કપાળ કંઇ ફીરેસ્તાઈ નુરથી ઝમકતું હતું જે ફકકત કોઈ ખુદાઇ અને પરહેજગાર માનવીમાંજ જોવામાં આવે છે.

ચેહેરાની સંપુર્ણ ખુબસુરતી કરતાં તેમાં સમાયલો કંઇ વિચિત્ર દીલસોજીભર્યો દેખાવ વધુ ખેંચાણકારક હતો જે સૌથી મંદ અને એકમાર્ગી માણસને પણ કોઇ ન સમજાય તેવાં કારણને લીધે ખેંચવાને પુરતો હતો.

માથાંનો આકાર તેમજ ગરદન અને છાતીનો ભરાવ ખરેજ ખાંનદાંની દેખાવ રજુ કરતો હતો, જ્યારે વાદલાંની માફક ઉડતા, ભરેલા અને લાંબા, ઘેરો સોનેરી રંગના બાલ અને ગંભીર નીરાકાર બ્લુ આંખો દરેક જણનું ધ્યાંન ખેંચી રહ્યા હતાં.

ઉંમરે બાળક છતાં ઇવેનજેલીન સઘળાં બાળકોથી જુદી પડતી હતી!

વારંવાર તેણી ટોમ અને તેના ગોઠીઆ ગુલાંમ—ગુલાંમડીઓની વચમાં ઉભી રહી દલગીરી અને ગુંચવાડાની ઢપે તેઓ તરફ જોતી અને પોતાના નાજુક હાથોથી તેઓની બેડીઓ સ્હેજ ઉંચકી એક ધીમી નીસાસ નાંખી ત્યાંથી ચાલી જતી; પણ ટુંક વખતમાં પાછી ફરી હાથોમાં પકડેલી સ્વાદીષ્ટ ખાણાની ચીજો તે કમનસીબો વચ્ચે માયાથી વેંહેચી આપતી હતી.

"તારૂં નામ શું?" એક દીવસે તેણીએ ટોમને પુછ્યુ.

ટામે પોતાનું નામ જણાવ્યું.

"અને તું ક્યાં જાય છે?" વળી તેણીએ પુછ્યું.

"મને ખબર નથી" ટોમે જવાબ આપ્યો.

"ખબર નથી?"

"એટલુંજ હું જાણું છું કે મને કોઇને હાથ વેચવા માટે લઈ જવામાં આવે છે. કોણને તેનો સાહેબને ખબર"

"મારા પપાજી તુને જરૂર વેચાતો લેશે!" ઈવેનજેલાઇન જે ણીને હવે પછી તેણીના લાડકાં નામ "ઇવા"થી ઓળખીશું તેણી દયાથી બોલી.

"ઉપકાર થયો, નાના ફીરેસ્તા!" ટોમે આભાર માન્યો.

બોટે ચોકકસ બંદરપર, બાળવાના લાકડાંનો જથ્થો લેવા માટે લંગર નાંખ્યું.

ઇવા પોતાના પેદરનો અવાજ સમજી ટોમ આગળથી ચાલી જઈ તેની પાસે આવી ઉભી, જ્યારે ટોમ નીચેના ડુટકપર જઇ લાકડાં ચઢ-ડાવવાના કાંમમાં ખલાસીઓને મદદ કરવા લાગ્યો.

બોટ પાછી ઉપડતાં સુધી ઈવા અને સેંટ કલેર બોટની એક બાજુએ કટેરાને અઢેલી ખુશ વાતો કરતાં ઉભાં હતાં; પણ તેટલાં તેનાં ઉપડવાથી એક આંચકો લાગતાંજ ઇવાએ પોતાનું સમતોલપણું ખોઇ દીધું અને પાણીમાં ડુટી પડી.

સેંટ કલેર ગાંડો જેવો બની જઇ પોતાને તરતાં આવડતું નહીં હોવા છતાં પાણીમાં કુદવા જતો હતો તેટલાં કોઇએ તેણે અટકાવ્યો, કારણ એક અચ્છો તરનાર અત્યાર આગમજ પાણીમાં પડ્યો હતો.

ઇવાના પાંણીમાં પડતી વખતે ટોમ નીચલા ડુટકપર ઉભો હતો જેણે એ બનાવ જોઇ તુરતજ પાણીમાં જીંપલાવ્યું, અને તે પોહોલી છાતી ધરાવનાર મજબુત ગુલાંમ રહેલાઇથી પાણીપર ટકી રહી, ઇવાને પાણીમાંથી પેહેલ્લી વાર ઉપર આવતાંજ પકડી પાડી ટપકાતી અને બેસુદ્ધ હાલતમાં આસાંનીથી ઉપર આપી દીધી, જ્યાં સઘળા હાથો ગોયા એકજ હાથ બની આતુરતાથી તે ફીરેસ્તાને લેવા તલપી રહયાં હતાં.

*   *   *   *   *   *

રાત પુરી થઇ દીવસ ઉગતાં આસરે સાત વાગતાને સુમારે ન્યુ ઓરલીયોં શેહેર કે જ્યાં સેંટ કલેર અને તેનું નાનું કુટુંબ ઉતરનાર હતાં ત્યાં બોટે લંગર નાખતાં ઉતારૂઓની ધમાલ અને ગડબડ તેના દરેક ખુણામાં સંભળાવા લાગી.

ટોમ અદબવાળી ઉભો રહી બોટના એક ભાગપર મળેલી એક ટોલકી તરફ આતુરતાની નજરે જોતો હતો.

ચાર જણાની બનેલી આ ટોલકીમાં શુંદર ઇવા જાણે કંઇ બન્યુ નહીં હોય તેમ ખુશાલ પણ રહેજ ફીકકી દેખાતી હતી, ભપકાદાર તુમાંખી દેખાવનો સીધો સરોવર જેવાં કદનો તેણીનો પીતા સેંટ કલેર, હાથની કોણીઆ એક રૂની ગાંસડીપર ટેકવી તેપર પડેલી નોંધ પોથીમાં નજર નાંખતો અને હેલી તરફ અરધી રમુજ અને અરધા ધીકકારની અદાએ તેના માલની સીફતમાં તેનું બોલવું સાંભળતો ઉભો હતો જ્યારે ઇવાની માતા આ તમાશો જોઈ હસતી હતી.

"ટોમની કીંમત માટે તું શું માંગેછે?" સેંટ કલેરે હેલીનું સાંભળી લઇ પુછ્યું.

"૧૩૦૦ ડોલર ટોમ જેવા ગુલાંમ માટે કંઇ મોટી રકમ કેહેવાય નહી. મને કંઈ એમાં મોટો નફો મળનાર નથી! ફકત મારો એ ગુલાંમ તમો જેવા સારા માણુસના હાથમાં આવે તો સુખી થાય એવીજ. મતલબથી હું એને એટલી નાંની રકમ માટે આપવા તેયાર છું!" હેલીએ પોતાની રીકૃત ચલાવી.

"ગરીબ મી० હેલી!" સેંટ કલેર ટકોરથી બોલ્યો "એ ગુલાંમપર મેહેરબાંની કરવા ખાતર એટલો બધો ભોગ કયાં આપે છે!"

"પપાજી જો તોમને ખરીદો!" રખેને કંઇ ભંગાણ પડે તેથી બીહતાં ઇવાએ કાકળુદીથી માંગી લીધું."

"કાંય?" સેંટ કલેરે પુછ્યું.

"હું એને સુખી કરવા માગુંછું" ફીરેસ્તાઇ જવાબ મળ્યો.

મુંગે મોંહોડે સેંટ કલેરે ૧૩૦૦ ડોલરની રકમ, નોટોના આકારમાં, હેલીના હાથ મુકી.

હેલીએ નમી નમી, વેચાંણ યાદીના એક ફોર્મપર જોઈતું લખાંન અને સહી કરી સેંટ કલેરના હાથમાં મુકયું જે સાથ ટોમ પણ તેના કબજામાં આવ્યો!

સેંટ કલેર પોતાના કુટુંબ અને નવા ગુલામ સાથ બોટોમાં બેસી શેહેરના કીનારાપર ઉતર્યો, જ્યાંથી તેઓને લેવા આવેલી એક ભપકાદાર બુહામમાં બેસી તેઓ કલાકએકની મંજલ પછી પોતાના મકાનના દરવાજા આગળ આવી પોહોંચ્યાં.

આ મકાનને મેહેલની ઉપમાં આપ્યે તો કાંઈ ખોટું કેહેવાય નહી.

તે વિશાળ બાંધકાંમની આસપાસ ચારે બાજુએ આવેલી ગેલરીએ કોતરકામથી ભરપુર મુરીશ આરકાંઓ, નાજુક થાંભાઓ અને જાત જાતના સંગેમરમરના પુટલાંઓથી બીરાજી રહી હતી, જેઓનો દમામ બાદશાહી ભપકાને પણ ભુલાવે એવો હતો.

ગુલઝાર બાગની વચમાં આવેલો ફુંવારો આસપાસ આવેલા સુગંધી ફુલોના કયારાઓમાં રૂપેરી પાણી ઝરમર ઝરમર ઉડારી તેનાં સુગંધથી આસપાસની હવાને તર કરી નાંખતો હતી, જેના કુંડમાં સોનેરી રૂપેરી સંખ્યાબંધ નાની માછલીઓ કુદાકુદ કરી રહી હતી, અને બાગની ચોમેર સુગંધી મોહોરોથી લચી ગયેલાં નારંગીના મોટાં ઝાડો પોતાનો નરમ છાંયો નાંખી સુરજના તડકાંથી તે મ્હેલમાં વસનારાં ભાગ્યશાલી માણસોને બચાવી રાહત આપતાં હતાં,

સુંવાળાં પાંદડાં અને આતશી રંગના ફુલોવાલાં દાડમના ઝાડો, સામળા રંગના કલગીદાર જેસામીન ફુલોના કયારાઓ, ગુલાબના ફુલોથી ઝુલાતી ડાલીઓ, અને મોગરાં ચંબેલી, વગેરે ફુલોના નાનાં ઝાડોથી તે બાગ મનહરણ બની રહયો હતો.

ગેલરીની આસપાસ ભપકાદાર પરદા નાંખેલા હતા કે જેથી સુરજનો તાપ અંદર દાખલ થઈ શકે નહી.

ગાડી બ્હાર આવી ઉભી રેહેતાં શેઠ શેઠાણીને એરતેકબાલ લેવા માટે ગુલાંમ મરદ ઓરતો અને બચ્ચાંઓ તે બાદશાહી મકાંનમાંથી નીકલી આવવા તલપી રહયાં, પણ તેઓને તેમ કરતાં મુલેટો જાતના ગોરી ચાંમડી ધરાવનાર ભપકાદાર પોષાકમાં સજાયલા વડા ગુલાંમે હુકમની ઢપે અટકાવ્યાં.

"આપણાં ધણીને હું એકલોજ પેહેલ્લો મળવા માંગુંછું." તેણે તોરમાં કહ્યું, "શેક મારી સાથ 'સેંકહેંડ' કરી રહયા પછી તમો સઘળાં મળવા આવજો !"

મોજીલા અને લાડથી છકી ગયલા આ ગુલાંમના હુકમને સર્વ કોઇ માન આપી અચકી ઉભાં.

ગોઠવણ પ્રમાણે વડો ગુલાંમ મી૦ એડોલ્ફ પોતાના ધણીને હાથની પેહેલ્લી "શેકહેંડ" લેવા પામ્યો, જે પછી બીજા ગુલાંમો સાથ વાતચીત કરી સેંટ કલેર સર્વને લઇ અંદર દાખલ થયો.

અંદર દાખલ થતાંને વાર ઈવા એક ગોરી ગુલાંમડી તરફ દોડી ગઇ અને તેણીને વલગી પડી પ્યારથી તેણીના કપાલપર એક બોસો લીધો.

"આહ! મેરી !" ઈવા બોલી, "આપણે પાછાં મળ્યાં !"

તેણીના આ કામ માટે મીસીસ સેંટ કલેરે ઇવાને ખુબ ધમકાવી.

"એક ગુલાંમડી સાથે આટલી છુટ !"

ઈવા રૂશાઈ જઇ બીજી તરફ જતી રહી.

ગરીબ બીચારો ટોમનો તે મકાનનો ભપકોજ જોતો ઉભો રહયો.

મખમલી ગાલીચાઓ, આરસાઓના તખતાઓનો ઝલકાટ, પીકચરો, પુટલાં અને રેશમી પરડાઓની ઝમક જોઇ તે બીચારો અંદર પગ મુકવાને પણ બ્હીવા લાગ્યો.

ટોમને નવો જુનો કરવા માટે વડા ગુલાંમ એડોલફને સોંપવામાં આવ્યો, જેણે ટોમને બીજા ગુલાંમોની રમુજ વચ્ચે ઓપેરા-ગ્લાસથી તપાસી, કોઇ દીવસ આ નવો આવનાર પોતાની જગા લેશે એવી ધારતી વચ્ચે ધણાજ નાંખુશીથી પોતાને હવાલે લીધો.

# પ્રકરણ ૧૨ મું.



## છુટાપણા માટેની લડાઇ.



આ વાર્તાની નાયકા એલીઝા તરફ આપણે એકવાર પાછું ધ્યાન દોડાવ્યે.

વોન ત્રોમ્પેના હાથમાં મી૦ બર્ડ સેનેટરે એલીઝાને સોંપ્યાને લગભગ દશ દીવસ વીતી ગયા, જે અરસામાં એલીઝાના બાગમાં કાંઇ નવું જુનુ બન્યું નહી. આજે એલીઝા પોતાને આશરો આપનારના મકાંનમાં એક ખુરશીને અઢેલી દલગીર ચેહેરે આસપાસ જોતી બેઠી હતી. તેણી ઘણી સુખાઇ ગયલી તેમજ ફીકકી લાગતી હતી.

એલીઝા પાસે તેણીનો મેજબાંન ઉંડા વીચારમાં બેઠો હતો.

પણ તેના વીચારમાં ખલલ કરવા કોઇએ ઝડપથી દાખલ થયું.

"કોણ નોરમન?" વોન ત્રામપે ચોંકી ખડો થઇ બોલ્યો "કાંય? એટલા ધભરાટનું કારણ શું?"

આ આવનાર વોન ત્રોમ્પેનો જુવાન બેટો હતો.

"જલદી કરો! ઉતાવળ કરો!" તે બોલ્યો, 'બનતી ઉતાવળે આપણને એલીઝાને નહસાડવી જોઇએ. અહીથી બે માઇલ દુર આવેલાં હોટલમાં બે

બદમાશો ઉતરેલા છે, જેઓને એલીઝાને પકડવાવિષેની ગોઠવણ કરતા મેં મારે કાંને સાંભળ્યા છે."

એલીઝા ઘભરાઇ જઈ રડવા લાગી.

"વધુ વખત અહીં રેહેવું સલામતીભર્યું નથી." વોન ત્રામપે બોલ્યો, "પણ એલીઝા તારે જરા પણ ફીકર કરવી નહી. મારેથી બનતા ઉપાયો લઈ હું તને બંચાવીશ."

ગાડી જોડવાનો હુકમ આપી વોન ત્રામ્પે પોતાના બેટા એલીઝા અને હેરીને લઇ નાસ્તાપર બેઠો અને તે ખલાસ થતાં પોષાક સજી. ગાડીમાં તેઓ સાથ સ્વાર થયો.

"તારી પીસ્ટોલો તૈયાર છે?" તેણે પોતાના બેટાને પુછ્યું.

જવાબ "હા" માં મળ્યો.

તેણે ઘોડાઓને છોડી મેલ્યાં, અને બરફથી ઢંકાયલી જમીનપર આંચકા ઉંચકી વચ્ચે જીવપર આવી અતિ ઝડપે રસ્તો કાપવા માંડયો. એક આખા દીવસની આવી મંજલ પછી એલીઝાની ધાસ્તી ઘણી કમતી થવા લાગી.

પણ આસરે પાંચ વાગાને સુમારે પછવાડેથી આવતા ઘોડાઓના ખુલ્લાં પગલાં સમજી તેણીને અચબુચ ફાળ પડી આવી અને ધ્રુ- જતાં ધ્રુજતાં તે અવાજપર તેણીએ બુઢા વોન અને તેના બેટાનું ધ્યાન ખેચ્યું.

ગાડી અટકાવી નોરમન તેમાંથી કુદી પડયો અને એક ટેકડીપર

ચહડી જઇ દુર ટીકવા લાગ્યો જેમ કરતાં આસરે ૭ માઇલને છેટે તેને આઠ દશ ઘોડેસ્વારોના ઝાંખા આકારો નજરે પડયા.

"સાંમે દેખાતા ખડકની અંદર ભરાવાની જગા મને ખબર છે." નોરમન ગાડીમાં બેસી તેને પુર જોરથી દોડાવતાં બોલ્યો.

એલીઝા ધાસ્તી ખાઇ હેરીને ધડકતી છાતીએ દાબી બેઠી અને વોન તથા તેના બેટાએ કાંમ પડે વાપડવા પોતાની પીસ્ટોલોના ઘોડા ચહડાવ્યા.

અંતે નોરમને ચીતેલા ખડક પાસે આવી પુગતાં ગાડી થોબાવી તેઓએ ઝડપથી એલીઝા અને હેરીને ઉતારી પાડયાં, અને તેઓને સાથે લઇ, તે ખડકની ટોંચપર ચહડી ગયા. અહીં આવતાં તેઓની નજરે એક કોતરી કાહાડેલો રસ્તો માલમ પડયો જે પરથી ફકત એકજ માણસ પસાર થઇ શકતું હતું. એક એક પછી સઘળાંઓ આ રસ્તાપરથી ચાલી વચ્ચે આવેલી આસરે એક વાર પોહોળી ખાહી કુદાવી એક કોતરી કાહાડેલા ગુફામાં દાખલ થયાં.

પુઠે આવતી ટોલકીમાં વાંચનાર અનુમાન કરે છે તેમ બુન્યન, તેનો ગોઠયો માર્કસ, બે કોન્સટેબલો, અને ચાર ભાડે લીધેલા સખસો હતા જેઓને એક પીઠાંમાંથી દારૂની લાલચે નાસતા ગુલામોને પકડવાની મજાહ ચાખવા માટે લાવવામાં આવ્યા હતા.

ખડક નીચે આવી પુગી તેઓ એક એકમાં મસલત કરી ઉપર ચહડવાની તૈયારીમાં હતા તેટલાં બુઢો વાન ટ્રોમ્પે ખડકના મથાળાંપર આવી, શાંત અવાજથી બોલ્યો.—

"ગ્રહસ્થો તમો કોણ છો? અને શું માંગો છો!"

"હમો નાસી ગયલી એક ગુલામડી અને તેના છોકરાને પકડવા માંગ્યે છીએ." બુન્યન બોલ્યો. "શું તેણી તારી સાથ નથી બુઢા?"

"હા" વોન ત્રોમ્પેએ જવાબ આપ્યો, "કેનટકી પ્રગણામાં વસ્તા એક મી૦ શેલબી તેણીને પોતાની એક ગુલાંમડી તરીકે ગણતો હતો; પણ હાલે ખુદાની ખલકતની ભુમીપર તેણી એક છુટાપણુ ભોગવનાર પ્રજા છે, અને યાદ રાખવું કે જેબી કોઈ તેણીને પકડવાની કોશેશ કરશે તેની સાથે તેણીના હીમાયતીઓ બચાવ માટે લડવા તૈયાર છે, માટે સૌથી પેહેલાં ઉપર આવનારે પોતાને મુવેલોજ સમજવો!

"છટ! છટ!" એક માતેલો પુલીશ કોન્સટેબલ બોલ્યો "અયે બુઢા તારે એમ બોલવું સજાવાર નથી. તારે જાણવું જોઇએ કે હમો પુલીશ અમલદારો છૈયે અને કાયદા અને સત્તા હમારી તરફેણમાં છે, માટે કંઇબી ખટપટ કરવા વગર શરણ થવામાં દહાપણ સમાયલું છે."

"મને બરાબર ખબર છે કે કાયદો અને સત્તા તમારી તરફેણમાં છે" જોન વાન ત્રોમ્પે ધીકકારથી બોલ્યો, "મને બરાબર ખબર છે કે આ નીરાધાર ગુલામડી એલીઝાને પકડી તેણીનો ધણી તેણીને ન્યુ ઓરલીયોંના ખેતરોમાં વહીતરૂં કરવા વેચવા માંગે છે. મને બરાબર ખબર છે કે તેણીના બેટાને તમારો કાયદો હેવાનની પંકિતપર મુકી કોઈ લીલાંઉંમાં મુકવા માંગે છે—અને તમો તે કાંમમાં મદદ કરવા આવ્યા છો—શરમ છે તમો અને તમારા કાયદાપર!

"મને ઉપર જવા દેવો," બુન્યન પેલા માતેલા કોન્સટેબલને હટાડતાં બોલ્યો, "આજસુધી હું કોઇ કાંમ માટે બીહધો નથી અને આજે બીહનાર નથી."

આટલું બોલી તે કુદકારા મારતો ખડકપર ચહડવા લાગ્યો; જેઓની પાછળ બીજાઓએ પણ ઉપર આવવા માંડયું.

અરધે રસ્તે આવતાં વોને બુન્યન તરફ બંદુકની નેમ તાંકી જે તેની છાતીમાં લાગી. ગોલી લાગતાં સમેતજ તેણે નીચે ગબડવા માડયું. જેના આંચકા સાથ પુઠે આવનારા પણ ગબડી પડયા.

"સાહેબો" બુન્યનનો સાથી માર્કસ નીચે પડતા સમેત ઉઠી ઘોડાપર સ્વાર થતાં બોલ્યો, "બુન્યનની સારવાર કરજો હું બીજી મદદ માટે જાઉં છું."

અને તે હીચકારો સખસ બધાંના તીરસ્કાર વચ્ચે નીકલી ગયો.

મામલો આવો જોઇ પેલા માતેલા પુલીસ કોન્સટેબલે વધુ ખટપટમાં ન પડતાં ત્યાંથી જતા રેહેવાનું સર્વને સુચવ્યું અને એ પ્રમાણે બુન્યનને ઘાયલ થયલો મુકી સઘલા વંજે માપી ગયા!

તેઓના દુર નીકલી જવા પછી બુઢો વોન ત્રામ્પે અને તેનો બેટો નોરમન એલીઝા અને હેરીને લઇ નીચે ઉતર્યા.

નીચે ઉતરી વોને બુન્યનની છાતી ઉગાડી તેને લાગેલો જખમ તપાસ્યો. એલીઝાએ સાથે લીધેલી કપડાંની ગાંસડીમાંથી કટકાઓ ફાડી તેને બુન્યનના જખમની આસપાસ બાંધી લોહી વેહેતું અટકાવ્યું. અને તેને બેશુધ્ધ હાલતમાં ગાડાંમાં નાંખી ચાલું મુકયું.

"હું કયાં છું? મારૂં કયાં છે?" લોહી જતું બંધ થવાથી બુન્યને આંખો ઉઘાડી સવાલ કીધો.

"તારો દોસ્ત, દોસ્તના નામને એબ લગાડનાર નીવડયો છે," જોન બોલ્યો, "પણ તારે ફીકર કરવી નહી. જો કે એલીઝાને બચાવનાર અને તારી તરફ પીસ્ટોલ ફોડનાર હું પોતે છું તોપણ તારી નબલાઇનો લાભ ન લેતાં હું તારી અચ્છી માવજત લઈશ."

"મારૂં મોત પાસે આવેલું જોવા છતાં તે મને મરતો મુકી ગયો—અને તે મારો જીંદગીનો સાથી"? નોંરમન બબડયો.

"ચુપ" જોને નરમાશથી તેને મુગો રેહેવા કહયું.

આખી રાતની મંજલ કાપી વોન એક દોસ્તના ઘરમાં ઉતર્યો જ્યાં. એલીઝાએ બુન્યનની સારવાર પોતે કીધી.

---

## પ્રકરણ ૧૩ મું.

## ઈવાની લાગણીઓ.



"ઇવેનજેલીન!" ઇવા! ઈવા!" મીસીસ સેંટ કલૈર એક દીવસે ઈવાને ધમકાવતી બોલી.

"તુંને એ હલકાં લોક સાથે કેમ ભેળાવા ગમેછે? ગુલાંમ લોકો સાથ આપણો મોભો જાળવતાં તું કયારે શીખશે? તેઓને આપણી બરાબર ગણવા એ ખ્યાલથીજ મને કમકમાટ છુટે છે! એ નીચ જાતને હમેશ દાબવીજ સજાવાર છે."

"પણ કાંય માયજી" ઇવા કાલાવાલા કરી બોલી "શું તેઓ માણસ જાત નથી?" શું તમો ધારતાં નથી કે પરવરદેગારે તેઓને એકજ લોહીના આપણી સાથે પેદા કીધાં નથી?"

"નહી! નહી! કધુ નહી!" ઈવાની માતા છેડાઇ પડી બોલી "એ જાતપર શ્રાપ છે."

"પણ શું તેઓના જીવ આપણા જીવની માફક અમ્મર નથી?" ઇવાજ સ્હેજ ઉસ્કેરાઇ બોલી.

આ વાતને બેચાર દીવસ થયા પછી સેંટ ક્લેરના સઘળા ગુલામો એક દીવસ એકઠા મળી કંઇ બાબદપર ગુસ ગુસ કરતા હતા. ઇવા ત્યાં જઇ લાગી અને તેણીના બાજીદ થઈ પુછવાથી અંતે તોમે તેણીને કહયું કે પાસેની માલેકીના એક ધણીએ પોતાના ગુલાંમને એટલો તો સખ્ખત માર માર્યો કે તે લોહી ઓકી તુરતજ મરણ પાંમ્યો.

ફીરેસ્તાઈ ખસલની ઈવાની આંખોની કીકીઓ હેબતની મારેલી ફઠકવા લાગી અને તેણીના હોઠો અને ગાલોપરથી લોહીનું દરેક ટીપું ઉડી ગયું.

ગુલામોમાં ધભરાટ થઈ રહયો, કારણ ઈવા બેસુદ્ધ થઇ ટુટી પડી હતી.

તે દીવસથી તેણીની તબીયત લહડવા લાગી. દવા દારૂ સર્વ કારગત લાગ્યાં નહીં; કારણ આ વિચિત્ર છોકરીને મનનું દુઃખ લાગુ પડેલું હતું. તે નાના ફીરેસ્તાથી ગુલામોપર ગુજરતા સેતમો જોવાઇ શકાયા નહીં—કારણ તે નાના ફીરેસ્તાનું દીલ બીજાઓ કરતાં જુદાજ પ્રકારનું હતું.

"અરે ટોમ! ટોમ!" મારા નીમકહલાલ ટોમ! તેણી તે દીવસે સાંજના બોલી "આ બનાવો મારૂ જીગર કોતરી નાંખેછે. મારેથી એ સંભળાઇ શકાતું નથી."

રાતના ખાનાપર-પેલા ગુલાંમની વાત નીકલી.

"કેવું ધાટકીપણું?" સેંટ કલેર વાત જાણી બોલ્યો.

"મને કેહેવા દેવો" ગુલામોની કટ્ટી દુશ્મન મીસીસ સેંટ કલેર બોલી "છાકટ અને નાફરમાંન ગુલાંમો જીવવા જોઇતા નથી. મને એવા બનાવો વખતે જરા પણ દયા લાગતી નથી.

"પણ માયજી" ગુલામોની હાલત માટે રાત દીવસ બળાપો કરનાર ઈવા બોલી "તે ગરીબ ગુલાંમ દુઃખી હતો અને તે પોતાનુ દુઃખ ભુલાવા વધુ વારૂ પીતો હતો."

એ તો ફકત એક બાહાંનું છે" ઇવાની માતા બોલી "ગુલામોના સેંકડે હેંસી ટકા એવા છે કે તેઓને સુધારવાના સઘળા ઉપાયો લેવા એ ફોકટ છે."

"પણ મેં મારા મરહુમ પીતાના વખતમાં એક સૌથી મુજી

ગુલામને ફક્ત ૧૫ દીવસના અરસામાં સુધાર્યો હતો જેના સુધરવા માટે સર્વ આશાએ મુકી દેવામાં આવી હતી ” સેંટ કલેર બોલ્યો.

“તમે?” મીસીસ સેંટ કલેર અજાયબી પાંમી બોલી કારણ ખરૂ પુછતાં તો સેંટ કલેર પોતાના સર્વ ગુલામોને બચ્ચાંની માફક લાડ લડાવતો હતો “તે વળી ક્હાડે?”

“ઘણે હાથે વેચાયલો સર્વને ખુમ પડાવનાર એક આફ્રિકન ગુલાંમ મારા પિતાને હાથ વેચાયો. જોરમાં અને દેખાવમાં ખરેજ તે એક આફ્રિકન સિંહ હતો એમ કહીયે તો કંઇ ખોટુ કેહેવાય નહી. આવતાં ને વાર તેણે પોતાનુ ખમીર બતાવ્યું અને પોતાના ઉપરીને પેહેલેજ ફટકે જમીન દોસ્ત કરી વંજો માંપ્યો. તે ગુલાંમની આ બેહાઈ જોઇ મારા પેદર ઘણાજ ગુસ્સે થયા અને શીકારી કુતરાઓ સાથ તેની પુઠ પકડવાનો મને હુકમ આપ્યો, જે વખતે મેં માંગી લીધુ કે તે ગુલાંમ જો પકડાય તો તેને કંઇ પણ ઇજા કરવા વગર મારા હાથમાં સોંપવામાં આવે. મારા પેદરે તેમ કરવાની કબુલાત આપવાથી હમો હથીઆરોથી સજ થઇ શીકારી કુતરાઓ લઇ તેની પુઠે ગયા. સીકારી કુતરાઓ તેની છેક નજદીક જતાં મોત નક્કી ધારી તેણે હમારી તરફ હીમતથી મોંહોડું કીધું અને બહુ શુરથી લડી પોતાની મોટી મુકકીઓને જોરે ત્રણ શીકારી કુતરાઓને ઠાર કરી નાંખ્યા. અંતે તેના પગમાં બંદુકની ગોલી લાગી અને તેનાં દરદથી તે લોહીથી ઝઝરતો થઇ ટુટી પડયો. પણ તે બાહાદુર ગુલાંમ પડયો પડયો પણ લડવા લાગ્યો જેને તેઓ ફતેહની ધુંઇમાં પુરો પણ કરી નાંખતે પણ મેં તેઓને તેમ કરતાં અટકાવ્યા અને તેને મેં મારે સ્વાધીન લીધો; અને માનશો કે થોડાજ દીવસમાં મારો માનીતો બની ગયો.”

"કેવી રીતે?" મીસીસ સેંટ કલેર વળી અણકો કરી બોલી.

"ધણીજ સાદી રીતે!" સેંટ કલેરે જવાબ આપ્યો.

"તેની ઘાયલ થયલી હાલતમાં તે ગુલાંમને હું મારા ઓરડામાં લઈ ગયો જ્યાં મારા પલંગપરજ તેને સુવા દઈ, વૈદક મદદ બોલાવી તેના ઘાપર અચ્છી માવજતથી મલમપટો કરાવ્યો. અને મેં જાતે ખડે પગે તેની સારવાર કીધી."

"સાજો થતાં મેં મારે હાથેજ છુટાપણું બક્ષવાના કાગજોપર સહી કરી તેને સપુરદ કીધાં એવું જણાવીને કે તે તેને ગમે ત્યાં જાય."

"પછી?" મીસીસ સેંટ કલેર પોતાના ખાવિંદની હેમાકાતપર મુછમાં હસી પુછ્યું. "શું તે ગયો!"

"નહી!" સેંટ કલેર બોલ્યો, "તેણે તે ઓચરીઆંઓ ફાડી નાખ્યાં અને મને છોડી જવાની સાફ ના પાડી બેઠો. જે ગુલાંમ સેંકડો ધણીઓને તોબાહ પુકરાવી ઘડી ઘડી નાહસી જતો હતો, તેજ સખસ મારો ખરો વફાદાર નીમકહલાલ અને માનીતો ગુલામ નીવડયો."

આ વાત ચાલતી હતી તે આરસામા ઇવા ખુલ્લા હોઠો અને દલગીરી ભરી આંખોથી ધીરે ધીરે પોતાના બાપ નજદીક આવી અને જેવી તે વાત પુરી થઈ કે તેણીએ પોતાના નાના હાથો તેની ગરદન આસપાસ નાંખી રડી પડી દચકાં ખાવા લાગી.

"શું છે? ઇવા! દીકરા ઇવા!" ઇવાનું નાનું બદન ધ્રુજતું જોઈ

સેંટ કલેર બોલ્યો, "આ છોકરી ઘણીજ નબળી છે, એનાં દેખતાં એવી વાતો કરવી સજાવાર નથી."

"નહીં બાવાજી, હું નબળી નથી," ઇવા પોતાની લાગણીઓ દાબી બોલી "હું નબળી નથી પણ ગુલામોપર ગુજરતા આવા સેતમોની વાતો મારૂ હૈયુ કોતરી ખાય છે."

"એટલે ઇવા?"

"હું કહી નહી શકતી કે કેમ." ઇવાએ જવાબ આપ્યો.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### ટૉપસી.



એક સહવારે મીસીસ સેંટ કલેર ઘરના કાંમકાજમાં રોકાયલી હતી તેટલાં તેણીના ખાવિંદે તેણીને બોલાવી.

"મેં તારે માટે એક ખરીદી કીધી છે," સેંટ કલેર પોતાની મોહોરદારની હાજરીમાં આઠથી દશ વરશની એક હબસી છોકરીને ધસડી કાહાડી બોલ્યો.

મીસીસ સેંટ કલેરની અનુભવી આંખે આ છોકરીને સૌથી કાળામાં કાળી સીધ્ધી જાત તરીકે ઓળખી કાહાડી જેની કાચના દાણા સરખી ગોળ આંખો ઓરડાની દરેક ચીજપર ઉડી રહી હતી!

નવા ધણીના ઘરનો ભપકો જોતાં ઉઘડેલું તેણીનું અર્ધ ખુલ્લું મુખ દુધ જેવા દાંતોની એક સરખી કબીબંધ હાર બતાવતું હતું. તેણીના જાડા ઉન જેવા બાલને ઝીણી ઝીણી ચોટલીઓમાં બાંધી લીધેલા હતા જે ચોટલીઓ માથાના દરેક ભાગમા લાંબી લટકતી ઉઠતી હતી. મોંહોંડાનો દેખાવ ચંચલાઇ અને લુચ્ચાઇનો કંઇ વિચિત્ર મેળ રજુ કરતો હતો અને ગુણપાટનો બનાવેલો એક નજીસ અને ગંધીલો જભ્ભો તેણીનો એકલોજ પોષાક હતો.

આ છોકરીને જોઇ મીસીસ સેંટ કલેર ઝમકમી પાછી હટી.

"આપણા ઘરમાં ગુલાંમોનો શું ટોટો છે કે વળી આ બલાને શીરપર લીધી?" તેણી અતિ ફફડાટથી બોલી.

"ટૅાપસી" હંમેસનો રમુજી સેંટ કલેર પોતાની મોહોરદારનું પાકવતાં બોલ્યો, "આજથી તુંને તારી આ નવી શેઠાણીને તાબે થવું પડશે."

"કેવી ગંદી અને ગંધીલી!" મીસીસ સેંટ કલેર ધણીનો હુકમ થતાં નાચારીથી તે સિધ્ધી છોકરીને લઇ જતાં બોલી.

નોકરોને તે છોકરીને સાફ કરી સોજાં કપડાં પેહેરાવાનો હુકમ મળ્યો જેમ થતાં મીસીસ સેંટ કલેરે ટોપસીના બરડાપર મજબુત મારના સળો પડેલા જોયા!"

"તારી ઉમર શું, ટૅાપસી છોકરી?" તેણીએ પુછ્યું

"મને ખબર નથી." ટૅાપસીએ દાંતો કાહાડી જવાબ આપ્યો.

"તારી માનું નામ શું?"

"મારી મા હતીજ નહી!" જવાબ મળ્યો.

"તારી મા હતીજ નહી એટલે?"

"તે તો કોણ જાણે!"

"શું કોણ જાણે! તારો જન્મ કાંહાં થયો હતો?"

"હું જન્મીતીજ નહી!" ટોપસીબાઇએ જવાબ આપ્યો.

"જો એઇ છોકરી!" મીસીસ સેંટ કલેર ગુસ્સે થઇ બોલી, "મને બરાબર જવાબ આપ. હું કાંઈ તારી સાથ હસ્વા બેઠી નથી. મને કેહે કે તારો જન્મ કાંહાં થયો હતો અને તારા મા બાપનું નામ શું".

"હું કહ્યું જન્મીતીજ નહી" બહુ ભાર મુકી ટોપસીએ બોંહોંસ ચાલું રાખી. મા બાપ કે એવી કંઇ ચીજ હું જાણતીજ નથી. હું એક ગુલામી વેપારીને તાંહાં ઉછરી હતી!"

વખતના વેહેવા સાથ ટોપસી ઘણીજ ચબરાક બની પણ બીજી બાબદમાં તેણી સુધરી નહી. એક દીવસ કામ કરતાં ટોપસીની બોંય-માંથી કીંમતી રીબન નીકલી મીસીસ સેંટ કલેરના પગપાસે પડી.

"રીબન મારી બોંહેમાં કેમ આવી!" ટોપસી નીર્દોષ દેખાવ કરી ધુરકતી શેઠાંણી તરફ ફરી બોલી.

"ટોપસી કેવું જુઠું! હું કહું છું કે તે તેંજ ચોરી હતી!"

"શેઠાંણી હું ખરૂં કહુંચકે મેં તે ચોરીવી નહી"

"તું શું જાણતી નથી કે જુઠું બોલવું એ માહા પાપ છે?" મીસીસ સેંટ કલેર ગુસ્સામાં આવી ટોપસીને ખુબ હીલવી બોલી અને તેમ કરતાં બીજી બાંહેમાંથી હાથના મોંજાની એક જોડ સરી પડી!

"હવે શું તું મને કેહેશે કે તેં રીબન નથી ચોરી" મીસીસ સેંટ કલેર હાથના મોજા જમીનપરથી ઉંચકી બોલી.

તોપસીએ કબુલ કીધું કે તેણીએ મોજા ચોર્યા હતાં પણ રીબન માટે હજુ નામુકકર ગઈ!

"ટોપસી" મીસીસ સેટ કલેર પટાવી બોલી "જો મને ખરૂં કહેશે તો હું તુંને મારીશ નહી"

આ સધીઆરો મળવા પછી ટોપસી એ ઘણીજ પટાવટ વચ્ચે કબુલ કીધું કે તેણીએ તે બંને ચીજો તફરાવી હતી.

"તેં બીજીબી કંઈ ચીજો ચોરી હશે!"

મીસીસ સેંટ કલેરે વધુ પુછપરછ કીધી.

"મીસ ઇવાની સોનાની સાંકલી—પેલી ચલકતી સાંકલી!" ટોપસી બોલી.

"બીજુ શુ?" મીસીસ સેંટ કલેર અજાયબ થઇ બોલી.

"રોઝા ગુલામડીનાં એરીંગ!"

"જા તે ચીજો લઇ આવ," મીસીસ સેંટ કલેરે કહ્યું.

"નહી બાનું નહી! હું તે લાવી શકતી નથી. તે ચીજોને તો મેં બાળી નાખી!"

"બાળી નાંખી—એ વળી શું તોપ! જા જઇને લઇ આવ!"

ટોપસીએ મોટેથી કાલાવાલા કરતી આંસુઓ અને નીસાસા વચ્ચે જણાવ્યું કે તેણીએ તે ચીજોને તો બાળી નાંખી હતી!

તેં તેઓને કાંય બાળી નાંખી?"

"કારણ તેમ કર્યા વગર મને ચાલ્યું નહી. કદાચ હું દુષ્ટ છું તેથીબી હોય!"

આ પળે ઇવા નિર્દોષપણે તે ઓરડામાં દાખલ થઈ અને તેણીની માતાની અજાયબી વચ્ચે તેણીએ જોયું કે તેણીના ગળાંમાં ટોપસીએ કહેલી સાંકલી લટકતી હતી.

"તુંને સાંકળી કહાંથી મળી? મીસીસ સેંટ કલેરે અજાયબીથી ઇવાને પુછ્યુ.

"મળી? એટલે? એ તો મારી પાસેજ છે!"

"ગઈ કાલે તારી પાસે હતી?

'હા!' ઇવાએ કહ્યું.

મીસીસ સેંટ કલેર અજાયબીથી જોતીજ ઉભી. તેટલાં વળી રોઝા ગુલાંમડી દાખલ થઇ જેનાં કાંનોમાં ટોપસીએ કહેલાં એરીંગ પણ લટકતાં હતાં.

"આને છોકરીનું શું કરવું તે મને સમજ પડતી નથી!"

તેણી નાસીપાસીથી બોલી, "કાંય, ટોપસી, તેં મને એમ કાંય કહ્યું કે ઇવાની સાંકળી અને રોઝાના એરીંગો ચોરી તેં બાળી નાંખ્યાં હતાં!"

"તમે મને કહ્યું કે મારે કબુલ કરવું જોઇએ ને મેં તેમ કીધું!" ટોપસીએ જવાબ દીધો.

"પણ અલબત્તાં જે ચીજોને તેં ચોરેલી નહી તેને માટે કબુલ કરવા મેં કંઇ કહ્યુંતુંજ નહી."

"એમ કે?" ટોપસીએ પોતાની અજાયબીમાં જણાવી.

મીસીસ સેંટ કલેર તેણીને ગુસ્સે ભરતી ચાલી ગઇ જેના જવા પછી ઇવા—માયાળુ ઈવા—દયા અને કદર વચ્ચે ટોપસીને મીઠાસથી જોતી ઉભી.

"ગરીબ ટોપસી!" તેણી બોલી, "તુને ચોરી કરવાની ગરજ શું? શું અહીં તારી પુરતી સંભાળ લેવાતી નથી! તુંને એક ચોર તરીકે જાહેર થયલી જોવાના કરતાં મારી પાસેની જે ચીજ તું માગે તે હું તુંને આપી દેવા તૈયાર છું."

ટોપસીની આખી જીંદગીમાં આ પેહેલ્લાજ માયાળુ શબ્દો તેણીને કાંને પડયા. તે અવાજમાં સમાયલી કંઇ લાગણીએ તે જંગલી અભણ હૈયામાં કંઇ અસર કીધેલી જણાઇ અને તેણીની આંખોમાં એક આસું ચળકી રહ્યું—પણ તુરતજ તેણી પાછળ એક ટૂંકુ અને હંમેશનું જંગલી હસ્વું તેણીના હોઠોપર ફરકી રહયું!

નહી! જે કાંનો હંમેશાં ગાલ ગલોચ અને ભાંડ ભાષા સમજતા આવેલા તેઓપર એકુ બે માયા ભર્યા બોલો એકદમ કેમ અસર કરી શકે?"

ઉપલાં નોકર નફરોમાં પેહેલ્લાં તો ટોપસીની હાજરીને ગણુકારવામાં આવી નહી, પણ ટુંક વખતમાં સર્વેને તે વીચાર ફેરવવો પુડયો. થોડા વખતમાંજ માલમ પડયું કે જેબી કોઇ ટોપસીનો અણુગમો ખેંચી લેતું તે જરૂર કંઈ અકસ્માતને શરણ થઈ પડતો! ટોપસીની ખફગી ખેંચી લેનારની વાપડવાની ચીજો અવારનવાર ગેપ થઇ જતી હતી, અને કોઇ ગંભીર અપમાનના વેરમાં કીંમતી પોષાક રદ થઇ ગયલો મલી આવતો!

ટોપસીને છેડનાર શખસ પોતાના કાંમથી એક બે કલાક મજાહ ભોગવી ઉનાં પાંણીનાં પીપમાં અચંગુચ ગબડી પડતો યાતો બપકામાંજ બાહાર જતાં કચરો અને ખરાબ પાંણીથી કોઇ ન જણાયલા શખસને હાથે વધાવો પાંમતો હતો!

આ સઘળા વાંકોની તપાસ દરમ્યાંન ટૉપસી પોતાનાં મુખપર હંમેશ નિર્દોષપણું જાળવવાના કાંમમાં જરાકપણ હટે એવી ન હતી.

આ ગુનાહો કરનાર કોણ છે તે વિષે તો કોઇને શક ન રેહેતો હતો પણ તે ગુનાહોની કરનાર બાંગડ બાજંદીના કાંમો માટે એક પણ શાક્ષી મળવો મુશકીલ થઇ પડતો હતો!

અને આ પ્રમાણે વાતને પડતી મુકવી પડતી હતી.

ટુંકમાં ટૉપસીએ આખાં ઘરની ખાતરી કરી આપી કે તેણીને માર્ગેસર રેહેવા દેવામાંજ ફાયદો હતો અને તે વીચાર પંર સઘળાંએ અમલ કરવાને ચુકયાં નહીં.

મીશીસ મેંટ કલેર ટોપસીથી હવે તો ઘણીજ કંટાળી ગઇ.

"નાદાંન છોકરી!" તેણી કોઈ કોઈ વાર ટૉપસીને પુછતી "આવી ચાલ તું શા માટે ચલાવે છે?"

"હું જાણુતી નથી બાનું" ટોપસી બોલતી "પણ મને શક છે કે મારી જાતનું દુષ્ટપણું મને તેમ કરાવે છે"

"મને સમજ નથી પડતી કે તુંને કેમ સુધારૂં!" મીશીશ સેંટ કલેર બળાપો કરતી.

"બાનું, હું ધારૂંચ કે તમોએ મને ફટકાવવી જોઇએ! મારી છેલ્લી શેઠાંણી મને હંમેશ ફટકાવી નાંખતી હતી. ફટકા ખાધા વગર મને કોઈ પણ કાંમ પાધરી રીતે કરવાની ટેવ નથી!"

"પણ એમ કાંય?"

"એજ કે ફટકા ખાધા પછી મને કાંમ કરવાની ઉજમ આવે છે!"

મીસીસ સેંટ કલેર એ ઉપાય અજમાવી જોતી અન ટોપસી હંમેશ બુમ, કાલાવાલા અને નીસોસથી આખું ઘર ગજાવી મુકતી, પણ તે બનાવને અરધો કલાક વિતાં બાદ ગુલાંમ પોર્યાંઓ આગળ પોતાનો મારના નજીવાંપણાં વિષે મોટો ધીક્કાર જાહેર કરતી.

"આપણી શેઠાંણીને ફટકાવતાંજ કાંઇ આવડેચજે!" તેણી ઉકમાઈથી બોલતી "મારી જુની શેઠાણી તો ચાંમડીજ ફાડી નાંખે!"

એક દીવસે મીસીસ સેંટ કલેર પોતાના ખાવિંદ આગળ ટૉપસીને ઘસડતી લઇ આવી.

"શું ?" સેંટ કલેરે પુછ્યું.

"આ છોકરીના બેહાઇ હું વધુવાર સાંખનાર નથી" મીશીસ સેંટ કલેર ટૉપસીને પીખી નાંખતી બોલી.

"પણ છે શું ?" સેંટ કલેર રમુજથી કલેજાં ધરી હસતો બોલ્યો "આટલી નાની છોકરીને વશ કરતાં તુને આવડતું નથી ?"

"હું હીંમતથી કહુંચ" મીશીસ શેલબી કપાળ કુટતાં બોલી "કે ખુદ સેતાંનના હાથમાં જો એ છોકરીને મુકવામાં આવે તો તે પણ એને સુધારી શકે નહી !"

"પણ આજનો એનો વાંક શું છે ?" સેંટ કલેરે ટૉપસીનો નિર્દોષ ચેહેરો અજાયબીથી નીહાલતાં પુછ્યું.

"મારા ઓરડામાં આવી તમારી ખાતરી કરો! મારૂં સુંના જેવું ગવન!"

"ગવન ! તેનું શું થયું !" સેંટ કલેર ભેદ પાંમી જઈ બોલ્યો "શું, આપણાં ટોપસીબાઈએ ગવન ફાડી કંઈ પોતાની નાની ડાલીઓને સણુગારી કે કેમ ?"

"હા !" મીશીશ સેંટ કલેર ફફડી ચડકી બોલી.

"કાંય એમ કાંય, ટૉપસી ?" સેંટ કલેર બોલ્યો.

"મને શક છે" ટૉપસીએ હંમેશનો જવાબ આપ્યો.

"કે મારી જાતનું દુષ્ટપણું મને એવાં કાંમો કરાવે છે"

"ખચ્ચીત" મીસીસ સેંટ કલેરે ઉમેર્યું "હલકાં લોક અને પોતાની જાતપર જવા વગર રેહેજ નહી !"

ટૉપસીનુ શું કરવું તે બાબે મી● અને મીસીસ સેંટ કલેર વીચાર ચલાવતાં વાતે વળગ્યાં હતાં તેટલાં ઇવા ટૉપસીને ઇસારત કરી ઓરડામાંથી બહાર લઈ ગઇ.

"જોઇએ વારૂં" સેંટ કલેર તેઓને જતાં જોઈ વાત પડતી મુકી તેઓ પાછળ આસ્તે આસ્તે આસ્તે જત બોલ્યો "ઇવા શું કરવા માગે છે."

થોડો વખત ઇવા અને ટોપસી વચ્ચે બનતો બનાવ જોઈ તેણે હોઠપર આંગળી મુકી, મીસીસ સેંટ કલેરનો આસ્તે આવવાની ઇસારત કરી બોલાવી.

મીસીસ સેંટ કલેરને ટોપસીને નાંમેજ બધરીને તાપ આવતી હોવાને લીધે તેની અણમન્યાં દીલે ધણીની ઇસારત પ્રમાણે ધીમેથી ગઈ

તેણીએ ટોપસી અને ઇવાને જમીનપર બીછાવેલા ગાલીચાપર બેઠેલાં જોયાં. ટૉપસી હમેશની માફક ખુશાલ અને બેદરકાર ન ફીકરી દીસ્તી હતી. પણ ઈવાનો ચેહેરો ભાગણીઓથી પુર અને આંખો આંસુંથી ભરેલી હતી.

"ટૉપસી, તારીપર પડતો મારમારેથી જોવાઈ શકાતો નથી ને ઈવા બોલી "તું ભલી થવાની કોશેશ કાંય નથી કરતી? તું શું મને ચાહતી નથી?"

"હેત શું ચીજ છે તે મને ખબર નથી. એટલે હું તમોને કેવી રીતે ચાહું!"

"પણ તુ તારાં માતપીતાનેતો ચાહેચ કેની?"

"મને માતપીતા હતાંજ નહી! મેં કેટલી વખત કહ્યું મિસ ઇવા!"

"અરે હા! યાદ આવી" ઇવા દલગીરીથી બોલી "પણ કોઇ તારાં ભાઈ બેન, કાકી, —"

"કોઈ નંહી! કોઇ નંહી! એવું કોઇ મને હતુંજ નહી!"

"પણ ટૉપસી જોતું ભલી થવાની કોશેશ કરે—"

"હું કદી ભલી થાવું નહીં, કારણ લોક કહે છે કે મારી જાત પર શ્રાપ છે. જો કોઇ મને ગોરી બનાવેતો હું ભલી થવાની કોશેશ કરૂ!"

"નહી! તારી ભુલ છે" ઇવા બોલી "તું કાલી છતાંબી ભલી થઈ શકે. જોતું ભલી થાય તો મારાં માતાજી તારીપર જરૂર હેત કરે"

"તમારાં માતાજી!" ટોપસી હશી પડી.

"કાંય તુંને શું એ બાબદ શક છે?" ઇવાએ પુછ્યું.

"હા, શકછે. તેણી મારાં દીલને હાથ લગાડતાંમી કમકમે છે. હબસીઓને કોઇ ચાહનાર નથી."

"અરે ટૉપસી! ગરીબ કમનશીબ નીરાધાર ટૉપસી! હું તુંને ચાહુ છું" ઈવા ઉભાતી લાગણીઓથી ટોપસીનાં ખભાંપર પોતાના પાટલા હાથો મુકી એકદમ કોટી કરી બોલી "હું તુંને ચાહવું છું;

કારણ તુંને કોઇ તારાં માત પીતા દોસ્ત આશનાવ ચાહનાર નથી; કારણ કે તું એક ગરીબ દીનાયલી છોકરી છે. અરે! ટૉપસી મને વચન આપ કે તું તારી ચાલ સુધારશે! મને લાગેચ કે હું વધુ વખત જીવનાર નથી—મારી તંદરોશતી ઠીક નથી અને તે એટલાં માટેજ કે તમોને દુ:ખી થતાં જોઈ મારૂં જીગર બળે છે. બોલ ટૉપસી! તું ભલી થશે?"

ઈવાનું બદન ટૉપસીને લાગતાંજ તે અભણ છોકરી ધ્રુજવા પડી. તેણીની આખી જીંદગીમાં ગોરાં લોક તરફથી તેણી તરફ એટલું હેત બતાવવામાં આવ્યું ન હતું—તેણીએ માયાળુ શબ્દો વ્હીક સાંભળ્યા ન હતા પણ ઈવાની આ મેહેરબાંનીથી તેના મંદ જીગરમાં હોશ આવ્યો; માણુસાઇપણાંના કીરણો તે કમનસીબ છોકરીની છાતીમાં દાખલ થયાં અને તેણીની ગોળ અને તિક્ષણ દેખાવની આંખોમાં આંસુના રેળા શરૂ થયા!

ટૉપસીએ ઈવાના ખોળામાં પોતાનું માથું નાંખી દીધું અને તે ખુબસુરત છોકરી ગોયા એક ફીરેસ્તાની માફક તેનાં માથાપર માયાથી હાથ મુકી ઉભી!

"ઈવા! ઈવા! ઈવા!" ટૉપસી બોલી "આગળ મને એવી ખબર ન હતી કે મારી જાતના લોક પણ ભલાં થઈ શકે! પણ હવે હું કોશેશ કરીશ! કોશેશ કરીશ!"

ઈવાના માતપીતાઓ આ દેખાવ જોઇ દંગજ થઈ જઇ એક એકનું મોં ટીકવા લાગ્યાં.

મીસીસ સેંટ ક્લેરની અજાયબીયનો પાર રહ્યો નહી, જ્યારે ઇવાનો પીતા પોતાની બેટીની શીરેસ્તાહ ખસલત અને તેણીનું ડહાપણ જોઇ વાજબી રીતે મગરૂર થવા લાગ્યો.

"આહ! પ્યારી મોહોરદાર!" સેંટ ક્લેર પોતાની ધણીઆણીને અજાયબીની ગભરાટમાંથી હાથ ખેંચી બીદાર કરતાં બોલ્યો." છ મહીનાની તારી કેળવણીએ ટૅાપસીપર શું અસર કીધી? જે કામથી તું હારી ખાઇ ગઈ હતી તે કામ મારી દીકરીએ એક પળમ બજાવ્યું!"

ધાટકી દીલની મીશીશ સેંટ ક્લેરની આંખ હવેજ ઉઘડી કે મારફાડ અને ધીક્કારથી એક બેખડ છોકરું સુધરે નહીં.

"હા! પ્યારા ખાવિંદ, મારી ખાતરી થઈ છે કે એ હીનાયલી જાતપર જો પ્રીત કરવામાં આવે તો તેઓ જરૂર વફાદાર નીવડે!"

"વફાદાર!" સેંટ ક્લેર બોલ્યો "તેઓ ગાટે એ બોલ પુરતો નથી. જો એ હીનાયલી જાતને છુટાપણું બક્ષી તેઓને અચ્છી કેળવણી આપવામાં આવે તો તેઓ દુન્યાંની કોઇપણ સુધરેલી જાતની સંફમાં આસાનીથી આવી શકે. તેઓ કાળી ચાંમડી ધરાવનાર હોય તો શું મુજાકો છે.?

વાંચનાર તું શું ધારે છે?

---

# પ્રકરણ ૧૫ મું.

## મોત!



ટોમ અને તેની નાંની શેઠાંણી ઈવા એક દીવસે પોતાના ખુશનુમાં બાગના એક ખુણામાં, નરમ ગાલીઆની બનાવેલી બેઠકપર બેઠાં હતાં.

સુર્ય અસ્ત પાંમવાનો વખત હતો. જે વખતના તેના નરમ અને શોનેરી કીરણોએ દ્રષ્ટીમર્યાદાને ગોયા એકજ નુરી ભડકાંથી ઘેરી લઈ, પાસે આવેલાં નાનાં તલાવનાં પાણીને ગોયા આતશી ચટાપટાવાલું બીજું આસમાંન બનાવી દીધું હતું જે પાણીમાં સુફેદ સઢવાલી નાંની નાંની બોટો વાદલાંની માફક અંહીં તંહીં ફરતી હતી, જ્યારે ઝઝકલાંમાં દેખાવ દેતા નાનાં રૂપેરી તારાઓ હીલતાં પાંણીમાં પોતાના પડછાયાને જોતા હતા!

"ટોમ" ઈવા એકાએક તલાવ તરફ આંગલી કરી બોલી "જો તાંહાં તેઓ છે!

"શું છે, મીસ ઈવા?"

"ફીરેસ્તા!"

"ફીરેસ્તા" ટોમ દંગ થઈ બોલ્યો.

"હા" ઇવા બોલી "ફીરેસ્તાઓ જેઓને હું સ્વપનામાં જોઉંછું, અને જેઓ પાસે હું જનારછું!"

તેણી પોતાની જગાપરથી ઉઠી અને આકાશ તરફ હાથ લંબાવ્યો. સાંજના નુરી પ્રકાશે તેણીના કસબી બાલ અને સુર્ખીદાર ગાલોને અકુદરતી અને અસાધારણ તાબદાર અને ઝલકાટ ભરેલા બનાવી દીધાં.

"હું ત્યાં જાઉં છુ" ઇવા બોલી "તે ફીરેસ્તાઓ પાસે હુ જાઉં છુ!"

નીમકહલાલ ટોમની છાતીમાં એક જબરો ધસ્કો પડયો.

તેણે જોયું હતું કે દીવસે દીવસ કોમળ ઈવાના નાના હાથો વધુ પાટલા થતા હતા, તેણીની સુંવાળી ચાંમડી વધુ અને વધુ પારદર્શક થતી હતી તેમજ દમ લેવાની તેણીની શકિત ઘટ્ટી ચાલતી હતી—તે છતાં ઇવાના મોતનો ખ્યાલ તેને કોઇબી વખત આવ્યો ન હતો.

ઇવા જેવી બેટીઓ આ દુન્યામાં છે?

હા છે! કારણ દુન્યા કશાંથી ખાલી નથી પણ જેઓ છે તેઓના નામો ટુક વખતમાં ઘોરપર કોતરાઇ રેહેશે!

યાદ રાખવું કે તેઓનું મીઠું હસ્તું, નુરી આંખો, તેઓના વિચિત્ર શબ્દો અને ચાલચલણ ફકદ ટુંક વખતજ તમોને અજાયબીમાં ગરકાવ કરવા હસ્તિમાં રેહેશે.

અસાધારણ હુશીઆરી, સાધારણ બચ્ચાંઓ કરતાં તેઓમાં અતિ ઘણું ડહાપણ જોઇ તમે હરખાશો ના! નહી! એટલુંજ નહીં પણ તેને તમારી પાસે રાખવાની ફોકટ આશા રાખતાંનાં કારણ તેનાં કપાળપર અણદીઠ અને ખુદાઇ શિકકો ઝળકે છે. જે બતાવે છે કે તે 'બચ્ચું' તમારૂં નથી—તે કુદરતનું—કીરતારનું છે!

ઈવા! દયાની લાગણીઓથી ભરપુર હૈયું ધરાવનાર ઇવા! તું જાય છે પણ તારાં વાહાલાંઓને તેની ખબર નથી!

ઇવા વધુ બોલે તેટલાં સેંટ કલેર બાગમાં દાખલ થયો.

ઇવા! ઇવા!" તે આવતાંને વાર અતિ આતુરતાથી બોલ્યો "અંદર આવ! બાહાર દવ અને ભીનાશમાં બેસવું દહાપણ ભરેલું નથી"

પેદરનો હાથ લઈ ઇવા મકાનમાં દાખલ થઇ. અંદર દાખલ થતાંજ તેણીએ આરામ લેવાની ઈચ્છા જણાવી અને તેમ કરતાં ત્યાંજ પટકાઈ પડી.

બીમારીએ ગંભીર રૂપ પકડતાંજ દોડધાંમ અને ઇંતેજારી વચ્ચે મોટા તબીબોને બોલાવવામાં આવ્યા જેઓની સારવાર અને કાલજીથી તેણી આઠ દીવસનું બીછાનું સ્હેવવા પછી સ્હેજ ફરતી હરતી થઇ અને તેણીની તબીયતમાં દેખઇતો સુધારો જણાવવા લાગ્યો—પણ અફશોસ! થાપનો આપનાર, અંતની ઘડી સુધી વાહાલાંઓની આશાઓને ટેકવનાર "ખહી" નામથી જાંણીતો થયલો પેલો બુરો રોગ તબીબોની અનુભવી આંખોને છેતરી શકયો નહી.

તમીઓ સિવાય એક નાનું જીગર પણ જાણતું હતું કે તે બેહેસ્તના બુલંદ દરવાજાથી કંઈ ઘણે છેટે ન હતું—અને તે નાનું જીગર ઇવા પોતે હતી!

તેણીની તબીયતમાં દેખઈતો સુધારો જોઇ સેંટ કલેર ખુશાલીથી ગાંડો બની ગયો.

"મારી લાડકી ઇવા, તારી બીમારી દફે થયલી જોઇ હું મારી ખુશાલી દાબી શકતો નથી" તે ઇવાને છાતીએ દાબી બોલ્યો.

"પપાજી" ઇવા મજબુતીથી બોલી "મારે તમારી સાથ એક બાબદપર વાત કરવી છે, અને હું વધુ બીમાર પડું તેની આગમજ તે વાત તમારે જાણવી જોઈએ, કારણ હું તે બાબદ વધુ વખત મારાં દીલમાં રાખી શકતી નથી. મને ખાતરી છે કે હું તમોને છોડી જનાર છું; મારી ખાતરી છે કે હું મરી જનાર છું" ઇવા ડચકાં ખાઇ બોલી.

"ઇવા! ઇવા! મારી લાડકી ઇવા! તું એવા અપસગનના સખુનો બોલી કાં મારા હોશ કોશ ઉડારી મેલેછે?" સેંટ કલેર ગગલતા અવાજે બોલ્યો "તુંને કંઈ નથી મારી ઇવા? ફકત નબલાઇએ તારા બદનપર હુમલો કીધો છે."

"નહી, બાવાજી!" ઇવા બોલી "એવું ધારી તમો પોતે પોતાને છેતરોછો. હું સારી કાંની નથી, અને તે માટેની મને ચોકકસ ખબર છે. પણ ખરૂં કેહેવુંચ બાવાજી કે મોતથી હું દલગીર થનાર નથી કારણ હું આ દુન્યામાંથી જવા માગું છું!"

"મોત માંગવાનું કારણ શું ? સેંટ કલેર અજબ થાઇ રડમેસપણે બોલ્યો. તારૂં સુખ માટે દીકરા ઇવા હું શું થોડી કાલજી રાખું છુ"

"મારા પીતાજીની મારી તરફની કાલજી માટે મારૂં જીગર હમેશ ખુશાલીથી છલ છલ થતું હતું, પણ કેટલાક બનાવોએ તે ખુશાલી મારાં જીગરમાં રેહેવા દીધી નથી"

"અને તે બનાવો શું છે?" સેંટ કલેરે પુછ્યું

"ત્યારે સાંભળો" ઇવા બોલી "ગુલાંમોપર ગુજરતા સેતમો— અરે હાટકીપણાંના બનાવોએ મારી લાગણીઓપર હુમલો કરી મારાં તનબદનને તાવી નાંખ્યું છે."

"અરે મારા બાવાજી, તમારૂં જીગર ઘણું નરમ અને માયાળુ છે અને તેથી મારી ખાતરી છે કે મારી લાગણીઓ તમો બરાબર શમજી શકશો. ઓ પેદર ! પેદર ! તમો જેટલી દોલત જો હું ધરાવતી હોતું તો હજારો ગુલાંમોને છુટાપણું અપાવી શકું ! શેહેરે શેહેર ફરી એ વપારથી નિર્દોષોના લોહીમાં હાથ બોળતાં લોકોને અટકાવું ! પણ તેમ બનવું મુશકીલ છે! મારે અહીંથી જવું જોઇએ! પણ હું તમો પાસ માંગી લઉછું કે મારાં મરણ પછી તમારે તેમ કરી એ જુલમ વેપારને બંધ કરાવવો."

"તારાં મરણ પછી?" સેટ કલેર ગગલતી છાતીએ બોલ્યો "અરે ઈવા તું એમ બોલી કાંય મારાં જીગરને ચીરી નાંખવા માંગેછે? ઈવા! ઈવા! દુન્યામાં જો કોઇ મારી આંખને તાહાડક આપનાર હોય તો તે તુંજ છે."

"હા પણ એમ તો દરેકની આંખને તાહાડક આપનાર તેનું ફરઝંદજ હોવું જોઇએ" ઈવા બોલી "અને જ્યારે એમજ છે તો લખો માતાઓની આંખોને તાહાડક આપનાર ગુલાંમ—બચ્ચાંઓને તેઓના માતપીતાથી છુટાં કાંચ પાડવામાં આવે છે! અને તેથી જીવતાં જીવત! અરે! એકની નહીં પણ લખ્ખોની સંખ્યામાં! તો હું એક શું બીશાદમાં?

"શું આપણા ટામને તેનાં બચ્ચાંઓનુ નહીં લાગતું હશે? શું તેની મોહોરદાર તે મારા અસીલ અને ભોલા ગુલાંમ માટે લોહીના આંજુઓ નહી વરસાવતો હશે? શું ગરીબ મેરીને તેણીનાં ખાવિંદની જુદાઈની આગ બળતી ન હશે? અરે! શું નાના એન્ડીને તેની માતા નહીં યાદ આવતી હશે?"

"જેવી લાગણીઓ મારાં મોત પછી તમોને લાગશે, તેવીજ લાગણીઓ—અરે! તેથી બદતર લાગણીઓ હજારો ગુલાંમ માત-પીતાઓનાં જીગરો હરરોજ અને દરરોજ ચીરી નાંખે છે!

"મુંગી રહે! મુંગી રહે ઇવા" સેંટકલેર તેણીને થંડી મીઠી પાડતાં બોલ્યો. "મોતની વાત નહીં કરશે તો તારી ઇચ્છાઓ બાર લાવવા માટે હું તૈયાર થઇશ."

"વચન આપો! મને વચન આપો!" ઇવા અતિ આતુરતાથી મુશકેરાટ વચ્ચે બોલી "કે મારાં મરણ પછી સંઘા ગુલામોને—મારા ટૉમ સુધ્ધાં—તમો છુટાપણું બખશશો."

"તારાં મરણ પછી નહી! તારાં મરણ પછી નહી!" સેંટ

કલેર બોલ્યો " સઘળા ગુલાંમોને છુટાપણું આપવા હું તૈયાર છું, અને તે છુટાપણું વ્હાલી ઈવા સર્વને તારે હાથે આપી તું તેઓના આશીરવાદ પાંમી જાવેદાંન સુખી જીવજે!"

આ બનાવ પછી ઇવાને ઘણો સધ્યારો મલ્યો અને મન મુકી ફરવા હરવા લાગી.

ખદીના દુષ્ટ અને ઠગારા રોગે તે નાજુક નાનાં બદનપર સંપુર્ણ તરાપ મારવા આગમજ ઇવાને ગોયા પોતાના જાલેમ દસ્તમાંથી તુરત વેળા મોકલી કરી તંદરોસ્તીના બાહારના દેખાવે ફરવા હરવા દીધી.

પણ તે ઠગારૂં જોર ઘણા દહાડા રેહેવા પાંમ્યું નહીં. આસ્તે આસ્તે ઇવાની જીવણશક્તિ કમી થવા લાગી અને સઘળાનાં ભારી શોક વચ્ચે એ દુષ્ટ રોગ બે તબકકા પસાર કરી ત્રીજા અને છેલ્લા જીવલેણ તબકકામાં દાખલ થયો.

તમીઓ તેમજ સારવાર માટે રોકાયલી "દયાની બેહેનપણીઓ" ઇવાને મોતના હાથમાં જવાની દર પળે વકકી રાખવા લાગાં

મોજીલા અને નખરા સેંટ કલેરની પણ અંતે ખાતરી થઇ કે ઇવા તેની પાસ વધુ વખત રેહેનાર નથી, અને તે તવંગર પણ કમનસીબ ગ્રહસ્થ પોતાના એક પુરાં ફરઝંદને જીવાડવા ગોયા વલખાં મારવા લાગ્યો!

તેની આ દયા ઉપજાવવા જોગ હાલત જોઈ "દયાની બેહેન-પણીઓ" કંઈ નહીં તો ઇવાને થોડો વધુ વખત જીવાડવાની ભલી મતલબથી તેણીની સારવાર કરવામાં ગોયા હરીફાઇ કરવા લાગી.

આ "દયાની બેહેનપણીઓ" કંઈ પૈસાની લાલચે ઇવાની સારવાર માટે રોકાયલી ન હતી. તેઓ પૈસાની રેલછેલ વચ્ચે અને ખાંનદાંની તોખમની છતાં પરાયાંનાં દુઃખ વખતે પોતાના જાંનને વટીક જોખમમાં નાંખી માણસાઇ ફરજો બજાવવાને બાહાર પડેલી અબલાઓ હતી.

ધન્ય છે એવી બાનુંઓને! ધન્ય છે તેઓનાં માત પીતાઓને! અને ધન્ય છે તે ટોલાઓને કે જેમાં એવી બાનુંઓ જન્મ પાંમે છે.

પણ અંતે સઘળાંઓની મેહેનત ફોકટ ગઇ.

"મારી છેલ્લી અરજ બાવાજી, માંરી છેલ્લી અરજ તમો સ્વીકારશો" ઇવા પોતાનો અંત પાસે આવેલો જોઇ બોલી.

"હા" ગાફેલ બનેલો સેંટકલેર ઈવાના હાથો આંખોમાં દાબત : બોલ્યો.

"ત્યારે આપણા સઘળાં ગુલાંમોને મારી આગળ એકઠાં કરો"

સર્વ ગુલાંમોને તેમ કરવાની ખબર આપવામાં આવતાંજ તે કમનસીબોની મોટી સંખ્યા મોતનાં બીછાના આગલ આવી ઉભી, જેઓ ઉદાશ અને બીધેલાં લાગતાં હતાં.

ઈવાએ દરેક તરફ વારા ફરતી ટીકી ટીકી જોયું..

"મારાં વાહાલાં દોસ્તો!" તેણી અંતે નખાયલી અવાજે બોલી, "તમારી છેલ્લી મુલાકાતથી મને રાહાત મળી છે. મારાં દોસ્તો હું જાઉં છું—અને હવે તમો મને વધુ વખત જોનાર નથી.

નીસાસ, ડચકાં અને કલ્પાંત તે કમનસીબોનાં જીગરોમાંથી અગ્નિ રૂપે ફુટી નીકળ્યાં કારણ તેઓ એક ભલી અને કદરની બાનાર નાની શેઠાણીને ખોનાર હતાં.

"હું ધારૂંચ કે તમો મને બધાં હેતથી ચાહાવોછો?" ઇવાએ પુછ્યું.

"હા" સઘળા એક અવાજે બોલ્યાં.

"ત્યારે તમારાં હેતના બદલામાં મારે કંઇ તમુને નવી ખબર આપવાની છે. મારાં મરણ પછી મારા પીતાજીએ તમોને છુટાપણું બખશવાને મને વચન આપ્યું છે — કેમ બાવાજી?"

"હા" સેંટકલેર ગમીનું એક આસું ખેરવતાં બોલ્યો.

આ અચબુચ ખબરે બરપા કીધેલો દેખાવ રજુ કરવાને આ કલમ તાકાત ધરાવતી નથી. થોડા વખત આગમજ એક દયાળુ શેઠાંણી ખોવા માટે તેઓએ તેના બીછાનાની ગંભીરાઇ તોડી જે દલગીરીની લાગણીઓ જાહેર કીધી હતી, જે ખરૂં પુછતાં ચાલુજ હતી, તે લાગણીઓ એકાએક નાબુદ થઇ તેની જગાએ બેસુમાર હરખ અને ખુશાલીએ લીધી, જાણે તેઓને ઇવાના મોતની દરકાર ન હતી— જાણે તેઓ ઇવાના મોત કરતાં તેણીની શાદીની મીજલશમાં આવ્યાં હતાં! તેઓ એક એકને બગલગીરી કરવાં પડયાં — અને ખુશીના આંસુઓ ચીરાયલાં જીગરોમાંથી બેધડક વેહેવા લાગ્યાં.

"ઓ બાનું ઇવા!" આપણી એકવારની મસ્તાન ટોપસી ગુલામ છોકરીજ ફકત ખુશી થવા નહી પામતાં બોલી "મારાં જીગ-

રમાં માણુસાઇપણાનું કીરણ દાખલ કરી હવે તું, મને શા માટે છોડી જવા માંગે છે? અરે બાનું ઈવા! મેહેરબાન સેંટકલેર સાહેબ! મને તમારી ઇવા બદલ મરવા દેવો! ઓ ઇવા મને તારૂં મોત બક્ષી તું જીવ!"

"ઓ મારી ઇવા! ઈવા!" સેંટકલેર ટૉપસીને આવું બોલતાં જોઇ માથું ફોડી બોલ્યો "તારી ટુંક જીંદગીમાં તેં શું શું નાના પ્રકારના કાંમો કીધાં છે! અરે! મારી આટલી ઉંમર ફોકટ ગુમાવવા ખાતર તે કીરતારની દરગાહમાં હું શું જવાબ દઇશ!"

સર્વ જણુ રડી બળી, મીસીસ સેંટ કલેર અને "દયાની બેહેન પણીઓ" સિવાય આરાંમની જરૂર હોવાને લીધે પોત પોતાના ઓરડામાં ગયાં.

મધરાત પડતાં મોતના દુતની સ્વારી આવી પુગી!

મીસીસ સેંટ કલેર ઇવાના મુંખપર મોતનો છાપ જોતાંજ બાહાર દોડી આવી અને વરંડામાં જાગતા પડેલા ટોમને વડા ડૉકટરને બોલાવવાનો હુકમ આપી પોતાના ખાવિંદને ઉઠાડવા ગઇ.

"જોન! જોન! વાહાલા ખાવિંદ આવો તો!" દરવાજે ઠોકતાં તેણી કલાપીટ કરતી બોલી.

આ બોલાંએ સેંટ કલેરની છાતીને બાંધી નાખી, અને હાલ હવાલ કપડાંએ મોતના દીવાનખાનામાં દોડતો જઇ ઉભો.

તેણે શું જોયું કે જેથી તેની છાતી ચીરાઈ ગઇ?

તેજ કહી શકશે કે જેણે પોતાના વહાલાંના મુંખપર પેલો આશા

ભંગ અને વર્ણન ન થઇ શકે તેવો છાપ જોયો હશે—જે દેખાવ કહે છે કે તારૂં માનીતું—પ્યારૂં લાડકું હવે પછી તારૂં નથી!

મોતનાં દીવાનખાનામાં સર્વે ચુપચાપ હતું; એટલાં સુધી કે એક ટાંચણી પડવાનો અવાજ વરીક સંભળાય.

તબીબ આવી પુગતાં સર્વની નજર તેની તરફ આતુરતાથી ટીકાઇ.

"મોત નજદીક છે" તબીએ ડોકું ધુણાવી જણાવ્યું.

ટોમે સઘળા ગુલાંમોને ઉઠાડ્યા, અને તેઓના જાગવા સાથ આખુ ઘર દબાતા અવાજોથી ગાજી રહ્યું. થોડી પળ આગમજ જ્યાં જ્યાં રાતનું અંધારૂં હતું ત્યાં બતીઓનો ઉજાશ ભભુકની માફક પ્રસરી રહયો.

પણ સેંટ કલેરે કંઇ જોયું નહીં—કંઈ સાંભળ્યું નહીં. તે તો ફકત પેલાં નાનાં મુખપરનો દેખાવજ જોતો ઉભો રહયો. તેણે જોયું કે તેણીના મુખપરનો દેખાવ બદલાતો હતો, અને મોતનો ગમખાર છાપ દુર થઇ નુરાંની પ્રકાશી રહી!

"અરે ઇવા!" તે અંતે બોલ્યો "ફકત એકજ વખત મારી તરફ જોઈ કંઇ બોલ ઇવા! ઇવા!"

બન્નુ આંખો ઉઘડી—મુખપર સ્હેજ હસવાનો સંસારો જણાયો અને તેણીએ પોતાનું માથું ઉચકી બોલવાની કોશેશ કીધી.

"તું મને ઓલખેછ ઇવા?"

"વાહાલા પપાજી" ઇવા સેંટ કલેરના ગલામાં હાથ નાંખી છેલ્લી કોશેશ કરતી બોલી—પણ એક પળમાં તે હાથો જોર વગરના

થઇ તેની ગરદનપરથી છુટી પડયા અને સેંટ ક્લેરે ડોક ઉંચકી જોતાં તેણીના મુખપર દુઃખની લાગણીઓ પસાર થતાં તેણે જોઇ; ઇવા દમ લેવાની વલખાં મારવા લાગી.

"અરે ખુદા! આ સેતમકારક દેખાવ મારેથી વધુવાર જોઇ શકાતો નથી" તોમ તરફ ફરી જઇ તે શું કરતો હતો તે જાણવા વગર તે ગુલાંમનો હાથ લઈ સેંટ ક્લેર બોલ્યો "ટોમ મારા નીમક હલાલ વફાદાર નોકર, મારી છાતી કોઇ ચીરી નાખે છે"

ટોમની રડતી આંખો આસમાન તરફ ઉંચી ગઇ

"બંદગી કરકે એ દેખાવ જલદી આખેર થાય" સેંટક્લેરે માંગીલીધું.

"હા વાહાલા ધણી—જુવો તે આખરે થયો—જુવો! જુવો!"

હાંફતી ઈવા ટકીયાપર અઢેલી પડી. તેણીની મોટી આંખો જે હંમેશ દુઃખીનાં દુઃખથી રડમેશ થતી હતી તે એક ઠેકાંને ટીકાઇ રહી.

સઘલાં ગંભીર ચુપકીડીથી જોતાં ઉભાં રહયાં.

"ઈવા" સેંટ ક્લેર ધીમેથી બોલ્યો.

તેણીએ સાંભળ્યું નહીં.

"અરે ઇવા! મને કેહે કે તું શું જુવે છે?" સેંટ ક્લેરે ફરીથી પુછયું.

ઇવાના મુખપર એક જાતનો પ્રકાસ ઝલકી રહયો અને તેણી ભાગ્યું તુટું બોલી, "અરે! પ્યાર!—ખુશાલી—શાંતી" અને એક ધીમી નીસાસ નાંખી તેણી મોતમાંથી જીવ તરફ પસાર થઇ!

---

## પ્રકરણ ૧૬.

### મેલાપ.

અઠવાંડીઆંઓ વહી જવા પછી ઇવાને આપેલી કબુલાત પ્રમાણે સેંટ કલેરે સઘલા ગુલાંમોને છુટાપણુ બખશવાની તૈયારી કીધી.

"ટામ" એક દીવસે સેંટ કલેર બોલ્યો "તુંને છુટાપણું બખશવા માટેના જોઇતાં ઓચરીઆંઓ હું તૈયાર કરૂં તેટલાં કેનટક ઉપડવા ખાતર તારી સઘલી તૈયારીઓ કરી રાખ."

"ખુદા તારો શું ઉપકાર માનું!" ટામ અતિ હરખમાં આવી બોલ્યો.

પણ આ બોલોથી સેંટ કલેર ઝંખવાણો પડી ગયો. ટામ તેણે છોડી જવાને આટલો બધો ખુશી છે એવું જોવાને તેને પસંદ પડયું નહી.

"અહીં તને શું દુ:ખછે કે મને છોડી જવા તું આટલો ખુશાલીમાં આવી પડયો છે?" સેંટ કલેર ગુસ્સાથી બોલ્યો.

"નહીં! નહી! સાહેબ" ટામ જુસ્સાથી બોલ્યો. "તમો મને ઘેર ઇનસાફ કરોછો. મારી ખુશાલી તમોને છોડી જવા માટે નહી પણ ફકત એક છુટી પ્રજા તરીકે ગણાવાના ખ્યાલને લીધે છે."

"પણ તુને શું એમ નથી લાગતું કે એક છુટી પ્રજા તરીકે જે હાલતમાં તું રહી શકે તે કરતાં તુ અહીં વધુ સુખી છે?"

"નહી! સાહેબ" ટામે ભાર મુકી કહયું.

"કાંય કાંય? બાદશાહી ખાવાનું, શુધડ કપડાં અને સરસ રેહે-વાનું જેવું તુને અહીં મલે છે તેવું શું તું તારી એકલાની કમાઇથી કદી મેલવી શકશે?"

"હું તે જાણું છું સાહેબ!" પણ ફાટાં તુટાં કપડાં, સુકકી રોટલી અને ગરીબ ઘર એ સઘળાં મારાં **પોતાંનાં** ગણાવાથી હું ઘણોજ ખુશી થઈશ. બીજાની ઉમદા ચીજ ઉછીકી વાપડવા કરતાં આપણી કોઈ હલકી ચીજનો ભોગવટો કરવામાં મોટી ખુશાલી સમાયલી રેહે છે અને એ સઘલું કુદરતી હોવાને લીધે, સાહેબ, તમો મારો વાંક કાહાડી શકશો નહીં."

સેંટ ક્લેર હશી બાહાર નીકલી ગયો.

રાત પડતાં પોતાના શેઠને બાહારથી આવતાં મોડું થયલું જોઇ તે નીમકહલાલ હબસી રાત ચંદની વાલી અને ખુશનુમાં હોવાથી ચંદની ઘોરતો અને બાગના ફુવારામાંથી ઉડી પડતી પાણીની સેરો તપાસ્તો બેઠો કે જેનો ધીમો ઘોંઘાટ તેના કાનમાં ખુશનુમાં નાદ કરી રહયો હતો. આજે તેનું મગજ રાબેતાના કરતાં જરા ઉશ્કેરાયલું હતું-છુટાપણાની ખુશાલી, વાહાલું વતન, અને ફરઝંદોની શીકલોના આકારોને પોતાની કલ્પના શકતી દોડાવી યાદ કરતો બેઠો. તેને લાગ્યું કે તે ચંદની રાતની માફક અંધારાપણાં સાથે અંધારાં દુ:ખો દુર થઇ આજથી ચંદની વાલાં સુખો સરૂ થનાર હતા! ખુશ વીચારો વચ્ચે ખુશ કેફમાં પડતાં તેમ નીંદને આધીન થયો. ખુશનુમાં સ્વપનાઓએ તેના મગજને ઘેરી લીધું, પણ તે સ્વપનો થોડી પળનો હતો. સ્વપનામાં ખલલ

થઇ, તે જાગરૂત થયો, અને એકવાર પાછો દુખના દરીઆવમાં પોતાને ગરક થયલો જોયો!

બાગના દરવાજા જોરથી ઘોકાતાં ઝપકી ઉઠી ટોમ તે તરફ દોડયો. જે ઉંગાડતાં સમેત એક અજાયબીની બુમ તેનાં મુંખમાંથી પ્રગટી રહી ત્રણ સખસો ડોલીમાં પડેલા એક આકાર સાથે બાગમાં દાખલ થયા અને ડોલીમાં નજર ફેંકતાં ટોમને સેંટ કલરનો ચેહેરો નજરે પડયો.

પણ અરે! પ્રીય વાંચનાર, હંમેશના હસમુખા અને રમુજી સેંટ કલેરનો ચેહરો આ વેળા કંઈ રમુજી આવભાવથી રમતો ન હતો તેની આંખો કંઇ પાખંડી મજાકની લ્હેરમાં ચમકતી ન હતી.

તેથીજ ઉલટું તેનો ચેહેરો ફીકાસ મારી ગયલો અને આંખો કાચની માફક શુન મારી ગઇ હતી, જ્યારે બદન લોઠ પોડ થઇ મુરદાલ હાલતમાં એક ડોલીમાં પડેલું હતું!

અરે ખાકી આદમજાત! તું શા માટે શરજાયલું છે? કેહેવામાં ખોટા નહી ગણાશું કે મોત માટે? પણ સેંટ કલેરનું મોત અચણુચ શાથી આવ્યું? એક બાંહાંને અને તે બાંહાનું શું તે આપણે જોઇશું.

ટોમ સાથની વાતચીત પછી મોતના જમના પાહારાથી ઘેરાયલે સેંટ કલેર ફૂરશદનો વખત ગાળવાની મતલબથી પોતાના મકાંન પાસે આવેલી એક કલબમાં ગયો.

દાખલ થતાં તેણે બે સખસોને હાથે હાથની મારામારી પર ઉતરી પડેલા જોયા.

હમેશના ભલા ખવાસને આધીન થયલો સેંટ કલેર તેઓને છુટા પાડવાની મતલબથી વચ્ચે પડયો પણ તેમ કરવા જતાં એક એક એક છોકટના હાથમાં પકડેલી છુરીનો ભોગ થઇ જમીનપર ટુટી પડયો.

ગાફેલ બનેલા બીજા સભાસદો સઘું વંકાસી એક મેકને જોતાજ ઉભા, જે ગાફેલી દરમ્યાંન સેંટ કલેરના જખમમાંથી બેશુમાર લોહી વહી ગયું. સુધ ઠેકાણે આવતાં બે ચાર જણાઓ લોહી બંધ કરવા વળગ્યા અને વૈદક મદદ બોલવતાં મલમપટા થવા બાદ તેને ડોલીમાં નાખી ઘર લઇ જવામાં આવ્યો.

નોકર નફરો, અને ગુલાંમ પોતાના શેઠનો આ હાલ જોતાં હા અફસોસમાં પડયાં, જ્યારે ઇવાના ગમથી મુડદાલ થયલી મીસીસ સેંટ કલેર બેશુધ્ધ થઇ ટુટી પડી.

તબીબોએ સેંટ કલેરનાં જીવવાની આશા ફોકટ જણાવી.

પણ મરણ આગમજ તે સુધીમાં આવ્યો, જે વખતની તાસ વીસ દરમ્યાન સર્વે ખુલ્લી રીતે જોતાં હતાં કે તે પોતાને કદુવા દેતો હતો.

અરધા કલાકની તાસવીસ પછી અંતે તે તવંગર ગ્રહસ્થ કરોડોની દોલત તથા સેંકડો ગુલાંમોને રખડતાં મુકી આ જહાનથી કુચ કરી ગયો.

" ઇવા ! ઈવા ! ગરીબ ગુલાંમ ! " આ તેના છેલ્લા શબ્દો હતા.

ઇવાને આપેલી કબુલાત પ્રમાણે તેણે સઘળા ગુલાંમોને છુટાપણું આપવાની તૈયારી કીધી હતી પણ તેને લગતાં સરવ દસ્તાવેજો તેની સહી વગર નકામાં થઇ પડયા.

ધણીની ઇચ્છા બર લાવવા માટે મીશીસ સેંટ કલેર પણ રહી નહીં કારણ તેણી બેસુધ્ધીમાંથી ઉઠવા પામીજ નહી.

આ રીતે માત પીતા અને બેટી થોડા દીવસના અંતરે એક એક પાછળ કુચ કરી ગયાં.

---

## પ્રકરણ ૧૭ મું.

### અનાથો



એક માયાલ ધણીના મરણથી ગુલાંમો ઘણાંજ દુ:ખી થાય છે. કારણ એવા બનાવો વખતે તે કીરતારની આ બોહોલી સલતનતમાં કોઇજ કમનસીબો તેઓના જેટલા બાપલા વિનાના, બીન આધાર થઇ પડતા હશે.

છુટાપણું ભોગવતાં આપણા વચ્ચે મા બાપ ધણી યા શેઠ ખોનાર સખસને દોસ્તો, સગાવહાલાઓ અને કાયદાનો આશરો હોય પણ ગુલામોના બાબના તેમ ક્યાંથી બને!

સેંટ કલેરની એસ્ટેટનો કબજો તેના ભાઇના હાથમાં આવતાંજ તેણે સર્વ ગુલામોને લીલાંઉથી વેચી નાખવાનો ઇરાદો જાહેર કીધો.

"જેવી ખુદાની મરજી" ટોમ તે જાણી એક હાય મારી બોલ્યો. તેનું હૈયું ભરાઇ આવ્યું, અને છુટાપણાની આશા કરમાઇ જતાં હાથો છાતીએ જોરથી દાબી ફુટી નીકળતાં આંશુંઓ રોકી નાંખવાની કોશેશ કરી બંદગી કરવા લાગ્યો.

અરે! મોહોરદાર અને બચ્ચાંની મુર્તીઓ તેને દેખાઇ પણ તેઓને ખરા આકારમા એકવાર ફરીથી જોવાની આશા ધુળમાં મળી ગઇ.

કેવા અનાથો!

બીજેજ દીવસે ટોમ એદોલફ અને બીજા ગુલામોને લીલાઉમાં વેચી નાખવા આગમજ ગુલામો રાખવાની વખાર માં લેઇ જવામાં આવ્યા!

---

## પ્રકરણ. ૧૮ મું.

---

## ગુલાંમો ભરવાની વખાર!



ગુલામો ભરવાની વખાર!

કદાચ હમારાં કોઇક વાંચનારાંઓ એ વખારોને ગંદીલા તબેલાઓ તરીકે કલ્પનામાં લેતાં હશે, પણ નહીં નિર્દોષ દોસ્તો, આ સુધારેલા જમાનામાં ચંચલ આદમીઓ ગ્રહસ્થોમાં ખપી, સુફેદ સાલાઓમાં ગર થઇ, હુન્નરમંદીથી પાપ કરી જાણે છે! લોહી અને માંસ ધરાવનારી

ચીજ બજારમાં બહુ મોંઘી કીંમતે મળતી હોવાથી તેઓને અચ્છા દેખાવની જરૂર કુદરતી રીતે હોવીજ જોઈએ માટે તે વખારોમાં તેઓની માવજત લેવામાં બાકી રાખવામાં આવતું નથી. ન્યુ ઓરલીયોંમાં આવેલી ગુલામો ભરવાની વખારો બીજાં આબરૂદાર ઘરો કરતાં બાહારનાં દેખાવમાં કોઈબી ઉતરતાં નથી.

આ વખારોમાં ભરેલા ગુલામો જોવા તમોને માન દઈ તથી નોતરવામાં આવે છે, જ્યાં તમારી નજરે ઘણી મોહોરદાર, બાઈ એનો માતપીતા અને નાના બાળકો "જુદા જુદા યા લૉટમાં" ખરીદનારની સગવડતા પ્રમાણે વેચવામાં આવનાર છે, એવુ સમજાવવા આવે છે. અને લોહીનું આદમ, વેચી, મારગેજ અને અદલબદલ કરી શકાય એવી પણ તમારી ખાતરી કરી આપવામાં આવે છે.

આ વાર્તાના બાકી રહેલાં ભાગ બજાવનારાંઓ સાથ વાંચનારને ઓળખાણ કરાવવાની મતલબથી આપણે ટોમની સાથ આવેલા બીજા ગુલામો વાલી વખારના ઓરતો માટે જુદા કીધેલા ભાગ તરફ નજર દોડાવીશું. જુદી જુદી ધપમાં જમીનપર પડેલા રંગબેરંગી રૂપ અને કદના, કાળીમાં કાળી ચામડીથી તે દુધ જેવી સફેદ ચાંમડી ધરાવનારા અને બચ્ચાંથી તે બુઢાંપણાની ઉમરે પુગેલા સંખ્યાબંધ આકારોપર વાંચનારે નજર ફેકવી. એક ખુણામાં આશરે દશ વરસની એક છોકરી કે જેનીબી માતાને ગેઇ કાલેજ વેચી નાખવામાં આવી હતી અને જેણીને પોતાને આવતી કાલે વેચવામાં આવનાર છે તેણી કોઈપણ દીલાસો દેનાર યા દરકાર કરનાર વગર પોતાનું માથું ફોડતી બેઠેલી છે, તેપર વાંચનારે એક દયા ભરી નજર ફેંકવી. કંગાળ બડીઆ ખડ

ખડ થયલી એક સીધ્ધન બુદ્ધીઆ ૨૬ થયલી ચીજ તરીકે પાણી માટે ટળવલતી પડેલી વાંચનારે નજરે જોવી, જ્યારે મોઢાં સુધી ધાબલીઓ ઓઢી પડેલા આસરે ચાલીશથી પચાસ ભર નિદ્રામાં પડેલા આકારોનાં દુઃખ ભવિષ્ય માટે વાંચનારે તરફ કરવી! પણ અરે! વાંચનાર! આ બધાંથી દુર એક ખુણામાં બેઠેલી સાધારણ ગુલાંમો કરતાં કંઇ જુદીજ બે ઓરતો તારી નજરે પડે છે. તેઓમાંની એક આસરે ચાલીશ વરસની ઓરત દેખાવ પરથીજ આબરૂ ભરેલી રીતે ઉછરેલી લાગે છે. તેણીની પાસે એક પંદર વરસની અતિ ખુબસુરત અને ગોરી ચાંમડી ધરાવનાર કવાડરૂન જાતની છોકરી — તેણીની બેટી—માતાના ગલાંની આસપાસ હાથ નાંખી બેઠેલી તુંને જણાશે. આ લોકોને આવતી કાલે વેચવામાં આવનાર છે.

તેઓને આપણે સુસાન અને એમીલાઇનના નાંમોથી ઓલખીશું.

એક એકથી છુપી રીતે તેઓ બંને રડતાં હતાં.

" માયજી મારા ખોલાપર માથું મુકી જરા આરામ લેવો " બેટી શાંત દેખાવાની કોશેશ કરતી બોલી

"સુવાનું મારૂં જીગર ચાલતુ નથી, આજની રાતજ આપણે સાથે છઇએ. "

"માયજી, એમ ના બોલો" કદાચ. " આપણે બંને સાથેજ વેચાઈશું"

પ્રીય વાંચનાર! હાલ તુરત તેઓની દુઃખ ભરી વાતને પડતી મુકીશું.

સહવાર પડતાં લીલાંઉ શરૂ થયું.

ખરીદનારોના ટોલામાં ઉભેલો એક બેડોલ સખસ સર્વ ગુલાંમોનું ધ્યાંન અને ધાસ્તી ખેંચી રહયો.

કુદરતની દેવીએ જાણે કોપાયમાંન બની તે દૂષ્ટ દેખાવના સખસને બદસુરતીનો નમુનોજ બનાવી દીધો હતો. તે કદરૂપો સખસ — કદરૂપો—કદે, અંગે અને ચેહેરે — સર્વને પોતાની બાજુથી બાજુ ખસાડી ગુલાંમોના ટોલામાં પેઠો અને તે ચીજોની બહુજ બારીકીથી તપાસ લેવા લાગ્યો.

ઘાસ જેવા બાલથી પુરપુર મોટું ગોળ માથું, ઝીણી પીળા રંગની આંખો, તંબાકુના રસથી ભરપુર ગંધીલું મોઢું અને હાથપર મહીના સુધી વધારેલા નખોથી બનેલો ભયાનક દેખાવ, કોઈ હીંમતવાન અને આપઅખત્યાર માણસને હોશથી બેહોશ કરવાને પુરતો હતો તો આપણા ગરીબ ગુલાંમોની ધાસ્તીનો શું પાર !

આ સખસને જોતાને વાર કંઇ ન સમજાય એવાં કારણથી ટોમને ધ્રુજરાં છુટવા લાગ્યાં.

સર્વને તપાસ્યા પછી તે ટોમ આગળ આવ્યો અને તેને દાઢામાંથી પકડી મોઢું ઉંઘાડી દાતો તપાસ્યા બાદ દગલાની બાંય ઉચી કરાવી તેના હાથનાં ગોટલાં તપાસ્યાં !

“ તુંને ક્યાં ઉછેરવામાં આવ્યો હતો ? ”

“ કેનટકમાં સાહેબ ” ટોમ ઘભરાટથી બોલ્યો.

આ પછી ટોમને મેલી તે એદોલ્ફ પાસે જઇ તેને તપાસતો ઉભો, જેમ કરતાં કંઇ ઉભાઇ આવ્યાથી એદોલ્ફના સંભાળથી પાલીશ કીધેલાં બુટોપર તંબાકુનાં રસની એક પચુકડી લગાવી કાહાડી ધીકકારથી ચાલતી પકડી સુસાન અને એમીલાઇન આગળ જઈ ઉભો. અને તપાસ માટે

એમીલાઈનને લીધી. તપાસ કરવા માટે તેણે તેણીની ડોક છાતી અને ગરદન પર હાથો નાંખ્યા, અને દાંતો તપાસ્યા બાદ મુંગે મોંહોડે શાંખતી તેણીની માતાના દીલપર આંચકો મારી ધકેલી દીધા.

એમીલાઈન ગભરાઈ રડવા લાગી.

"ચુપ!" લીલાંઉ કરનારો ધમકાવી બોલ્યો.

લીલાંઉ શરૂ થયું.

થોકાંબધ. ગુલાંમો પર ગુલામોને નવા નવા શેઠોએ ખરીદી લીધા, જેમાં એડૉલ્ફને એક કુલીન અને આબરૂદાર શેઠ મળ્યો.

ટોમની વારી આવી.

"ચાલ ઉઠરે એઇ!" લીલાંઉ કરનાર તેને ઉઠાડતાં બોલ્યો.

પણ તે હજુ ઉઠી ઉભો થાય તેટલાં બોલ બોલતાં બીડપર બીડવા ચહડવા સાથ તેના લેખ પુરા થયા. પેલા બટકા અને કદરૂપા સખસને હાથ તેનું નસીબ આધીન થયું.

"પેલી ગમ ઉભો રેહે પોર્યા!" ટોમને એક ખુણામાં ધકેલી દેઈ તે નવા ગુલાંમો ખરીદ કરવા મંડયો.

હવે મા દીકરીની વારી આવી. પેહેલાં માતાનું વેચાંણ થયું.

"મારી છોકરીને પણ વેચાતી લેવો સાહેબ" સુસાન પોતાના નવા સેઠને કાલાવાલા કરતી એમીલાઈન કે જે હાથો લંબાવી ઉભી હતી તેણીને દેખાડતાં બોલી.

"હું મારેથી બનતું કરીશ." શુશાનનો નવો શેઠ કોઇ એક

ભલો આદમી હોવાથી બોલ્યો. "પણ હું ધારૂં છ કે મારેથી એમ કરવું પોશાશે નહી." તેનુ બોલવું ખરૂં પડ્યું.

શુશાંનનો શેઠ દલગીર થયો. પણ એમ તો હરરોજ બનતું હતું. વખારના તે ભામમાં માતા અને બચ્ચાંઓ હંમેશાં જુદાં પડતાં હતાં. તેમાં તે શું કરે ?

વાંચનાર જો !

એમીલાઇનની માતા શુશાંનને તેણીનો નવો શેઠ બાલ પીખતી અને કલાપીટ કરતી હાલતમાં એક રસ્તે ઘસડી લઇ જાય છે અને આની બાજુએ ટામનો નવો શેઠ, સીમન લેગ્રી, શુશાંનની બેટી એમીલાઇનને બીજી બાજુથી ખડેરી લઈ જાય છે.

* * * * * *

અમેરીકામાં આવેલી રૅડ નદીમાં સફર કરતી એક બોટના નીચલાં ટુટકપર આપણો કમનસીબ ટામ, એમીલાઇન અને બીજા ગુલામ મરદ ઓરતો સાથ જંજીરથી જીકડાયલો, પાસે ઉભેલા નવા ધણીને ધાસ્તીથી જોતો એકવાર ફરીથી આપણી નજરે પડે છે.

"ઉભો થા !" નવા ધાણી સીમન લેગ્રીએ ટામને હુકમ કીધો.

ટૅામ ઉભો થતાં, લેગ્રીએ તેનાં દીલપરથી સેંટ કલેરને ત્યાંનો કીંમતી પોશાક કહડાવી તેની જગાએ ગુણપાટમાંથી બનાવેલી કોટ-પાટલુનની એક જોડી તેનાં દીલપર ફેંકી

"જો એઈ ટામ !" લેગ્રીએ શરૂઆત કીધી. "મારે ત્યાં તુંને આ કપડાંપર એક વરસ ગબડાવવું પડશે !"

ટોમે ગુણપાટના કોઠળા દીલપર ઓળવ્યા.

"ડીયર એમીલાઇન" લેગ્રી ટોમને મુકી તેણીપાસ જઇ ઉભો 'તારે કંઇ ફીકર કરવી નહીં. તુંને તારા સુંદર પોષાકમાંજ ફરવા દેવામાં આવશે."

પણ તેણીએ ફેંકેલી ધીકકાર કમકમાટ અને ધાસ્તીની નજર તેની ચકોર નજર આગળ છુપી રહી નહીં. ગુસ્સાથી તેનાં ભવાં ચહડી ગયાં.

"છોકરી! સંભાલ! જે વખતે હું તારી તરફ જોવું તે વખત તારે હસતું મોડું રાખવું સમજીકે! જુઓ બધાંઓ!" એમીલી સાથે જીકડેલી બાજી અઘોર ઓરતને આંચકો મારી સર્વે તરફ ફરી જોઇ તેને ઉમરેયું.

"જુવો બધાંઓ!" થોડા થોડા પગલાં પાછલ હઠયો અને વળી પગ આહાળી બોલ્યો "મારી તરફ સંધાં જુવો!"

જાણે કંઇ જાદુઇ ખેચાણથી દરેક આંખો તેની ગુરકતી આંખો તરફ ખેંચાઇ.

"હવે!" કોઇ લુહારની હથોડીને મલતી આવતી એક મુકકી બતાવી તેણે આગળ ચલાવ્યું. "આ મુકકી જોઈ! મને કેહેવા દેવો કે એ લોખંડી મુઠી ગુલામોનાં સખત બદનોપર પડતાં પડતાં મજબુત થયલી છે, વાસ્તે એ વાત ધ્યાનમાં રાખવી. કારણ કેમુ. હું કોઇપર દયા કરતો નથી?

અને ગોયા પેહેલ્લો સવાદ ચખાડવા તે મુકકી ગરીબ ટોમના થોભરાંમાં જઇ પડી!

ઓરતોએ દાંત બીડી દમ ખેંચ્યો. અને આખી ટોલી ગભરાટથી એકમેકનું મોહું જોવા પડી. શીમને પોતાનું કામપુરૂં થયલું ધારી ચાલુ મુકી બોટના બીજા ભાગમાં જઈ બ્રાંડીના બે ચાર પેગ દમ પર દમ લીધા.

"મારા ગુલામો સાથે હું આવીજ શરૂઆત કરૂંછું" તે એક ગ્રહસ્થ આગલ બોલ્યો. જેણે ગુલામો સાથની તેની ઉપલી વાતચીત અને વર્તણુંક જોઇ હતી. "પહેલ્લેથીજ હું મારૂં ખમીર બતાવી આપું છું."

ખચ્ચીત!" પેલો ગ્રહસ્થ બોલ્યો.

"હા ખચીત!" તે લોફરે પડઘા કીધો "મને કોઇ બીજા ખેતીવાલાઓ જેવો નરમ દીલનો સમજવો નહીં."

"જરા મારાં ટાંચાંતો તપાસો! જરા મારી મુકકીતો જુવો! શું કેહેવું સાહેબ કે એપરનું પથ્થર જેવું માંસ ગુલામોની પીઠોનેજ આભારી છે. જુવો તપાસો!"

અજાણા ગ્રહસ્થે તેની મુકકી તપાસી.

"ખચ્ચીત લોખંડી મુઠી! અને હું ધારૂંચ" તેણે ઉમેર્યું "કે એવી "પ્રેકટીસથી" તમારૂ હૈયું પણ એના જેવું કઠણ થયલું હોવું જોઇએ!"

"હા અલબત મારે તેબી કબુલ કરવું જોઈએ" લેગ્રી ખુબ હશી બોલ્યો.

"સાધારણ રીતે તમારા ખેતરોપર કામ કરતો એક ગુલાંમ કેટલો વખત જીવે છે?" પેલાએ વળી સવાલ કીધો.

"તે તો સૌ સૌના બાંધાપર આધાર રાખે છે." લેગ્રીએ પોતાનો અનુભવ રજુ કીધો "મજબુત બાંધાના ગુલામો પાંચ સાત વરસ કાહાડી શકે છે, જ્યારે નબુલા બાંધાના ગુલામો બે ત્રણ વરસમાં આવી રહેછે. એ બુબખોનો બાંધો જોકે સખ્ખત કાંમને લાયકનો છે પણ તેઓને અહીની હવા સદતી નથી. મારૂં કામ શરૂ કરતાં પેહેલ્લાં મને તેઓ પાછળ ઘણા પૈસા વેરવા પડયા. દવા દારૂના પૈસા, ગરમ કપડાં અને મોજું ખાવાનું પુરૂ પાડતાં મને ઘણો ખરચ થયો. મેં આથી મારી તે રૂઢી બદલી નાખી અને હાલ તંદરોસ્ત કે માંદગી ભોગવતાં એ સઘલાંને એક સરખી રીતે, કાંમપર લગાડું છું— એક ગુલામ મરી ગયો કે બીજો ખરીદતાં આપણુને વાર કેટલી! અને આ રીતથી મને ઘણી સવલતા મલવા સાથે પૈસાનો મોટો બચાવ થાય છે."

ધારેલું બંદર આવી પુગતાં લેગ્રી ગુલામોને લઇ બાહાર પડયો.

---

## પ્રકરણ ૧૯.

### અપવીત્ર જગાઓ.

"દુન્યાંની અપવિત્ર જગાઓ ક્રુરતાથી ભરપુર છે."

ખડબચડા રસ્તાપર ચાલતાં ગાડાં પછવાડે બાંધી લીધેલા તોમ અને તેના સાથીઓ પગે ચાલી ઘસડાવા લાગ્યા.

ખુદ ગાડામાં ફકત લેગ્રી અને એમીલાઇન હતી.

"ડીયર" રસ્તે સીમને ગરીબ એમીલાઇનના ખભાંપર હાથ મુકી તેણીની તરફ ફરી બોલ્યો" "તારે કંઈ ફીકર કરવી નહી"

એમીલાઈન અત્યાર સુધી તો બીધેલી હતી પણ તે બદમાશના હાથ તેણીના કોમલ બદનપર લાગતાં તેણીનાં આખા બદનમાં બીમારી પેદા થઈ, અને ગાડાંના એક ખુણામાં સંકોચાવા લાગી."

"તારા આવા સુંદર કાનો એરીંગ વગર નકામા છે!" વળી તે ચંડાલ પોતાના નાપાક હાથે તેણીની કાંનની ટીચકીઓ પકડી બોલ્યો. "તેં કોઇ દીવસે એરીંગ જેવી ચીજ લટકાવી છે?"

"નહી સાહેબ" "એમીલાઈન નીચે જોતી અને ધ્રુજતી બોલી "ઠીક છે ત્યારે તુને એક જોડી આપવામાં આવશે."

"તારે યાદ રાખવું કે તુને મારાં મકાનમાં કોઇબી રીતનું દુ:ખ પડનાર નથી. હું કંઈ તારી પાસે મેહેનત કરાવનાર નથી. મારા ઘરની શેઠાંણી હવેથી તુજ છે!"

ઘર આવી પુગ્યું.

બીસ્માર પડેલાં તે ઘરના દરવાજામાં દાખલ થતાંજ શીકારી કુતરાઓ દોડી આવી ભોંસવા લાગ્યા.

"જુવો ધ્યાન રાખો" લેગ્રી ટામ અને તેના મરદ સાથીઓને તે કુતરાઓ બતાવતાં બોલ્યો "આ કુતરાઓ નાસતા ગુલામો પાછળ પડી તેઓને ચીરી નાખવાના કામમાં સઘળા ખેતરોમાં એક્કા ગણાયછે.'

"એક આંખના પલકારા સમેત એ કુતરાઓ તમારો નારતો કરી નાખે એટલી એ લોકો શકિત ધરાવે છે."

"કેમ સેમ્બો ?" એક જબરદસ્ત સીધી ગુલામ તરફ ફરી તે બોલ્યો. "આપણા ખેતરોના કેવા સમાચાર!"

"સારા સમાચાર" જવાબ મળ્યો.

"અને કવીમ્બો" તે બીજા ગુલામ તરફ ફરી બોલ્યો "મારાં સોંપેલાં બધાં કાંમ તૈયાર છે ?"

"હા સાહેબ!" બીજા ગુલામે જવાબ દીધો, જેનો બાંધો પણ પેહેલ્લાના જેવોજ કદાવર હતો.

આ બે ગુલામો સીમનના વજીફાપર મુખ્ય કરતા કારવતા ગુલામો હતા જેઓને ક્રુર અને ઘાતકી ખવાસના બનાવવાને લેગ્રીએ કંઈ ઓછી મેહેનત લીધી ન હતી.

આ બે સખસોને જોતાંજ કોઈ કહી શકે કે હેવાન્યત ખસલતના માણસો ખુદ હેવાનોથી પણ ઉતરતા છે. જંગલી કાળાં મોટાં મોહો-ડાંઓ; ઘુમતી મોટી આંખો, અર્ધ દેહેકાંની ખોખરા અવાજો, અને પવનમાં ઉડતા ચીઠરેહાલ નજીસ કપડાંઓ સાથનો તેઓનો દે-ખાવ હેવાનોથી બદતર હતો.

"અહીં આવ સેમબો" લેગ્રી તેઓમાંના એકને બોલાવતાં બોલ્યો "આ પોર્યાઓને એ લોકોના રેહેઠાંણપર લઈજા. અને જો! કબુલાત પ્રમાણે તારે વાસ્તે હું એક ઓરત પણ ખરીદ કરી લાવ્યો છું" એટલું બોલી તેને એમીલાઇન સાથ બેડીથી બાંધેલી ઓરત તરફ આંગલી કીધી જે બાપડી ઓરતે એક આંચકો ખાધો અને એક પગલું પાછળ હઠી ગઈ.

"પણ હું એક પરણેલી ઓરત છું. મારા ધણીથી મને છુટી પાડવામાં આવીછે." તેણી બાપોકાર બોલી.

"તેથી શું થયું ચંડાલ" પાસે પડેલો ચાબકો ઉચકતાં લેગ્રી બોલ્યો. "તેને વીસરી જા. આજ પેછી સેમ્બો તારો ધણીછે. ચાલ એમીલાઈન તું મારી પછવાડે આવ"

લેગ્રી એમીલાઇનને લઈ અંદર જતો હતો તેટલાં એક બીજી ઓરત ખુદ ઘરમાંથી બાહાર નીકલી, લેગ્રીને કંઈ હુકમની ધુપે પણ ધીમે સાદે કેહવા લાગી.

પણ તેને તરછોડી કાહાડી લેગ્રી એમીલાઈનને લઇ અંદર દાખલ થયો.

ગુલાંમોનાં રેહેઠાંણોના સુધીઆણાંપણાં વિષેતો હમારાં સ્યાણું વાંચનારાંઓએ આસપાસનો કારભાર જોઇ પોતાની ખાતરીજ કરી રાખી હશે. આપણી તરફ પાંજરાપોળમાં રાખવામાં આવતાં જાંનવરોના કોહારો પણ તે કોઠરાંઓ આગળ ભલાં! જેમાં ભીનાસ અને તડકાથી કંઈ પણ અટકાવના સાંધણો વગર દરેક ગુલાંમને ફકત ઘાસના પેંડાઓપર બીછાનું કરવું પડતું હતું.

સાંજ પડતાં, પડતાં ખડતાં, ચીંઠરે હાલ સ્થિતિના મરદ ઓરત ગુલાંમો કાંમપરથી પરવારી ઉપર જણાવેલાં સુફયાંણાં મકાનોમાં આરામ લેવા આવ્યાં.

ગુલામોનુ બનેલું તે નાનું ગામડું જાણે શોકમાં પડેલું હોય એવું લાગતું હતુ. કાંમ પરથી આવતાંજ તેઓને કંઇ પકાવેલું ભોજન

આપવાને બદલે રોટલા બનાવવા માટે કાચો દાણો આપવામાં આવ્યો, કે જે દલી છરી તેઓ ઉપ્યોગમાં લેવા આખા દીવસની દાક પછી વળી કામે મંડયાં.

ટોમ આખા દીવસની રખડથી થાકી જઇ ઘણો ભુખ્યો થયો હતો.

કીમ્બોએ એક દાંણાની પોટલી તેમને આપી—જે સાથ આઠ દીવસ સુધી બીજો કંઇ ખોરાક આપવામાં આવશે નહી એવી પણ ખબર મળી.

ટોમે ઘંટી ઉપર બેસી પોતાનું દળણું દળી લીધું અને તે ઉપરાંત ત્યાંની બે ગુલાંમડીઓ જેઓ હાકની મારી દલવાને લગભગ અશક્ત હતી તેઓનું પણ દળણું પોતે દળી આપ્યું. બેહદ ધાટકીપણાંની અસરે બનેલા સર્વ ગુલાંમોના એકલપેટા સ્વભાવપર ટોમના આ કાંમે જબરી અસર કીધી.

સર્વે ગુલાંમોએ તેને અજાયબીથી નીહાળ્યો.



## પ્રકરણ ૨૦ મું.

—:0:—

### કેસી.

ટોમ એક અચ્છો કામદાર હતો તે વિષે લેગ્રીની થોડા વખતમાં ખાતરી થઈ.

એક દીવસે ખેતરમાં કાંમ કરતાં તોમની અજાયબી વચ્ચે તેણે એક અજાંણી ઓરતને પોતા વચ્ચે ઉમેરાયલી જોઇ. સાફ અને સાદા પોષાકમાં સજાયલી આ ઓરત ઉંચી અને કાવલા બાંધાની હતી. જેણીનાં સોભાયમાન હાથ પગો ઘણાજ નરમ અને ખુબસુરત હતા. તેણીના ચેહેરો પેલા વર્ગમાં મુકી શકાયે કે જે એકવાર દીઠા બાદ ફરીથી ભુલાવા મુસ્કીલ છે. તેણીનું કપાલ ઉંચું અને ભવાં વાંક-દાર હતાં. સીધું સોવામણુ નાક અને ગોલ પણ સોહારાયલો ચેહેરો બતાવી આપતો હતો કે તેણી એકવાર ઘણી ખુબસુરત હોવી જોઇએ.

તેણી કયાંથી આવી અને તેણી કોણ હતી તેથી ટોમ અંજાણો હતો. પણ ત્યાંના બીજા ગુલામો તેણીથી કઇ અંજાણા લાગતા ન હતા.

"રપંત બાઈ સાહેબ આવ્યાં ખરાં" એક કંગાળ ગુલામ પોતાની પંડતીથી દુઃખી બનેલો બીજીની પડતી જોઇ ટકોરથી બોલ્યો "બાઇ સાહેબને જોઇ સેવક ઘણો ખુશી છે."

"હા—હા—હા" બીજો હસી બોલ્યો "બાનું સાહેબ, હવે માલમ પડશે કે અહીંનું વહીતરૂં કેવું છે."

નવી આવનાર આ તાંણાં ટીકાઓની દરકાર કરવા વગર જાંણે કંઈ સમજ્યું નહી હોય તેમ કાંમ કરવામાં મશગુલ રહી. બપોર પડતાં તોમે પોતા સાથે આવેલી પેલી અઘોર ઉમરની ઓરતને કામથી બહુ થાકેલી તાસવીસ કરતાં જોઇ. તેણીપર રેહેમ લાવી કોઇ નહી જોય તેમ તેણીની નજદીક આવી પોતાની ટોપલીમાં એકઠા કીધેલા રૂમાંથી થોડો કાહાડી તેણીની ટોપલીમાં નાંખ્યો.

"અરે નહી! નહી!" પેલી ઓરત અજાયબી પાંમી બોલી "તુંને મારી દયા ખાવા માટે ખમવું પડશે."

તોમે મુંગે મોહોંડે પોતાનું કાંમ પાછું શરૂ કીધું. પણ પેલી ઓરત થાકના છેલ્લા તબકકામાં બેસુધ્ધ થઇ પડી.

"લુશી?" સેમ્બો આવી લાગતાં બોલ્યો. "એ શું ઢોંગ! હુ એને હુસીઆર કરૂંચ! મારી પાસે હુસ્યારી લાવવાની ઘણી દવાઓછે." એટલુ કહી દગલાની બાંહેમાંથી એક ટાંચણી કાહાડી તે ઓરતની બાજુમાં ખોસી દીધી. ચીચારી સાથ તેણી જમીનપરથી ઉઠી.

"ઉઠ ઓ ઢોર, અને કામે મંડીજા નહી તો વળી કંઇ બીજી દવા અજમાવીશ" તેણે લાત મારી ઉમેર્યું. લુશી અકુદરતી જોર અને જીવપર આવી પાછી કાંમે મંડી.

"અરે ખુદા કયાં સુધી?" તેણી બબડી "ઓ સાહેબ તુ હમોને મદદ કાં નથી કરતો?

પરીણાંમની ફીકર વગર ટોમે પોતાની આખી ટોપલી તે ઓરતની ટોપલીમાં ખાલી કીધી. "અરે નહી" તેણી વળી બોલી "તુને ખબર નથી કે આ માટે મોટી શજા કરવામાં આવે છે."

"હું તે ખમીશ. તારા કરતાં મારામાં ખમવાની શકિત વધારે છે." ટોમ બોલ્યો.

એકાએક પેલી અજાણી ઓરત ટોમના છેલ્લા શબ્દો સાંભલી કાંમ-માંથી અચકી જઈ પોતાની કાલી આંખો ટોમપર એક પળ સુધી ઠેડવી ઉભી.

“તુંને આ જગાની કંઇ માહીતી નથી” તેણી બોલી “નહીં તો તું એમ કરતેજ નહીં. વખત જતાં, તુંને માલમ પડશે કે બીજાને મદદ કરવા કરતાં તારૂં પોતાનુજ ફોડવાનું તુંને ભારી પડશે.”

“મને ખુદા મદદ કરશે.” ટોમ બોલ્યો.

“ખુદા અહીં ભેટ લેતોજ નથી!” પેલી ઘણુંજ કડવાસથી બોલી અને પોતાના કાંમપર પાછી મંડી.

પણ ખેતરની પેલી બાજુએથી દેખરેખ રાખતા સેમબોએ તેણીની આ ઢીલચાલ જોઇ અને ચાબકો ફફડાવતો તેણીની નજદીક આવ્યો.

“વાહ! વાહ!” તે ફતેહની ધપે બોલ્યો “કામ નહી કરત! બાઈ સાહેબતો વાતમાં વખત ગુમાવતાં દેખું! જો સંભાલ, હવેથી તું મારા હાથ નીચે છે.”

પણ કાલી આંખોમાંથી ગોયા વીજલીક પ્રવાહ ફુટી નીકલ્યો. તેણીના હોઠો ફફડી રહયા, અને નાંકનાં નસકારાંઓ ફુંફારા મારવા લાગ્યાં, અને સેંમબોપર એક ફીટકારની નજર ફેંકી તેણી દમાંમથી બોલી. “કુતરા!” જો તું ખરો મર્દ હોયતો મને હાથ લગાડ! યાદ રાખકે હજુબી મારામાં એટલી સત્તા છે કે મારો એકજ બોલ તુંને જીવતો બાળી નાખવા, કુતરાઓ પાસ ચીરી નખાવવા તેમજ તારા બદનના કટકે કટકા કરી નખાવવાને પુરતો છે.”

સેમ્બો દેખઇતોજ ઘભરાઇ ગયલો લાગો.

“મેં તો ફકત મશકેરી કીધી, બાનું કેસી!” તે બોલ્યો.

“ત્યારે દુર રેહે!” કેસીએ હુકમ કીધો.

સેમ્બો ખશી ગયો પણ પોતાને લાગેલા જખમ ફફડાટનો ખાર તેણે ટોમપર લીધો.

"સાહેબ" તે લેગ્રી આગલ જઇ બોલ્યો "મને લાગેચ કે પેલો નવો ગુલાંમ ટોમ અહીં કંઇ તુફાન મચાવે ખરો. સહવારના મેં એને લુશીની ટોપલીમાં પોતે એકઠો કીધેલો રૂ નાંખતા જોયો—જો એમ ચાલશે તો બધા ગુલામો આળશુ બની જાય એની નવાઇ નહી."

"કાળી સુરતનો હબસી!" લેગ્રી ફરડતો બોલ્યો "ઠીક છે જરા આ મુકકીનો સ્વાદ ચખાડશું—કેમ પોર્યાઓ બોલ્યા નહી."

બંને બદમાશ નોકરો હસવા લાગ્યા.

"નહી" તે વીચાર ફેરવી બોલ્યો "લુશીને તેણે મદદ કીધી નહી વારૂં?"

"હા" બને જણાં બોલ્યા.

"ત્યારે ઠીકછે. એ કાળા ચોરને હાથેજ લુશીને શિક્ષા કરાવ્યે તો કેમ?"

ત્રણે ચંડાલ ચોકડી ખુબ હસવા પડ્યા.

સાંજ પડતાં જીવથી હારીખાઇ બેઠેલાં કાંમદારો આખા દહાડાના કીધેલાં કામનું વજન દેખાડવા, ટોલ કરવાના ઓરડામાં ધીરે ધીરે દાખલ થયાં જ્યાં લેગ્રી બેસી જઇ ટોપલાઓનું વજન કરતો હતો.

ટોમની ટોપલીનું વજન ધારા પ્રમાણે હોવાથી તેણે કંઇપણ થપકો આપવામાં આવ્યો નહી.

નબલાપ્રથી લુંપેરો ખાતી લુશી ટોમની પછી બાહર આવી, અને પોતાને ટોપલો તોલ કરવા માટે રજુ કીધો. વજન રાખેતા જેવું પુરતું હોવા છતાં લેગ્રી ડોળા ધુરકવા લાગો.

"હેવાન! વળી કમતી! બાજુ ઉભી રેહે! તુંને સ્વાદ ચખાડવો પડશે." તે ગુસ્સાનો ઢોંગ કરી બુમ પાડી ઉઠયો. લુશી નીરાસાની ઉડી હાય મારી એક પાટીઆં પર ધ્રુજતી બેસી ગઇ.

"બાનું કેસી" હવે બાહાર પડી, બેદરકારપણે પોતાનો ટોપલો તોલ માટે રજુ કીધો. તેણીનાં કામનું વજન બહુ ઓછું હોવા છતાં તેણીનાં થથેરા આગળ લેગ્રી દબી ગયો અને ઠપકાનો એક બોલ પણ ઓચરવા પાંમ્યો નહી! સર્વના કામનું વજન થવા બાદ લેગ્રીએ ટોમને પાસે બોલાવ્યો"

"સાધારણ કાંમ માટે મેં તને કાંઈ ખરીદ કીધો નથી. આખો દીવસ વહીતરૂં કરવાના કાંમપર તુંને મેળવાનાં કરતાં તારી હુશીઆરી. જોઇ હું તુંને કાંમની દેખરેખ રાખનારાઓના ઓધ્ધાપર ચહડાવા માંગું છું અને આજે આ તારા નવા ઓધ્ધાની પેહેલી ફરજ બજાવ. પેલી લુશીને તારે હાથે બાંધી માર!"

"હું માફ માગી જણાવું છું." તેમ લુશી તરફ એક દયાની નજર ફેંકી બોલ્યો "કે મને એ કાંમ મેહેરબાંની કરી શોંપશો નહી. મેં એવું કાંમ કીધું નથી અને કરવાની મારામાં શકિત નથી."

"હા પણ તું મારા હાથ નીચે એ કાંમ જલદી શીખશે" લેગ્રી ચાબકાનો એક સખત ફટકો ટોમના મોંહોંડાપર લગાવી તે પડતો મુકી મુકકીઓ લગાવતાં બોલ્યો.

"હવે" તે દમ આવા અચકી બોલ્યો "તું મને કેહેજે કે તારેથી એ કાંમ નહી થશે."

"હા સાહેબ" તોમ મુંખપરથી નીકલતું લોહી સાફ કરતાં બોલ્યો. "હુ રાતને દીવસ તમારાં ખેતરોમાં મારાં તનમાં જીવ અને દમ છે ત્યાં સુધી કાંમ કરવાને ખુશી છું. પણ આજનું તમારૂં સોપેલું જબુન અને ગેરવાજબી કામ હું જીનહાર કરનાર નથી. એ કાંમ હું **કદીબી કરીશ નહી, કબુ નહી.**"

તોમને ખરીદ કરતાં તેનો ધીમો અને મીઠાસ ભર્યો અવાજ અને નરમાશભરી રીતભાત જોઇ લેગ્રીએ એવું અનુમાંન કીધું હતું કે તેને તાબે કરવામાં કંઇજ મેહેનત પડનાર નથી. પણ તોમના આ બોલોથી તેની તેમજ સર્વેની અજાયબીનો પાર રહયો નહી. સર્વે ગુલાંમોના પેટમાં જબરો ધસ્કો પડયો. પેલી કમનસીબ ઓરતે હાથ જોડી ખુદાને યાદ કીધો જ્યારે બીજાઓ એક એકના મુખ તરફ જોઈ હવે પછી શું બનશે તેનો કંઈ ખ્યાલ કરતાં દમ બાંધી ઉભા રહયાં.

લેગ્રી એક પળ સુધી પુટલું થઇ ઉભો પણ એક પળજ!

"કાળાં મોંહોડાના ખવીશ!" શું તું **મને** કેહેવાની હીંમત કરે છે કે મારાં કામો વાજબી નથી? તે પુકારી ઉઠયો.

"હું એમ ધારૂંચ" ટોમ ધીરજ અને નરમાશથી બોલ્યો. "એ ગરીબ ઓરત આજારી અને નાતવાન છે અને તેને બાંધી મારવી એ સખત ઘાટકીપણું છે. સાહેબ, તમો જો મારો જીવ લેવા

માંગતા હોવો તો તે લેવો પણ હું કોઇપણ રવેસે એ નાવારેસ ઓરતપર મારો હાથ ઉંચકનાર નથી — પેહેલ્લાં મરવાને હું પસંદ કરીશ."

લેગ્રી ગુસ્સાના દેવને વસ થઇ દાંત કચકચાવા લાગ્યો, તે એટલાં સુધી કે તેની દાઢીના વાળોપણ ગુસ્સાથી ગોયા કરચલી વળી ગયા! પણ એક બીલાડી પોતાના શિકાર ઉંદરને મારી નાંખવા પેહેલ્લાં જેમ ગેલ કરે તે રવેસે તેણે પોતાનો ગુસ્સો થોડોવાર સુધી દબાવી આણકા કરતો બોલ્યો.

"આ પરહેજગાર કુતરો આપણા પાપીઓ વચ્ચે આવી આપણને પાપમાંથી ઉગારવા માંગે છે. પણ ઓ કુતરા જો સાંભળ! ખરે: ધરમ શું કહેછે "તારા ધણીને તાબે થા." ત્યારે શું હું તારો ધણી નથી? શું મેં બારસો ડોલર તારા જીવ અને તન માટે આપ્યા નથી?" લેગ્રી તોમને પોતાના મજબુત બુટની એક લાત મારી બોલ્યો "મને કેહે!"

તનના દુ:ખની તાસવીસ વચ્ચે હેવાન્યત જુલમાંતથી જીમાઈ ગયલા ટોમના જીવમાં આ સવાલે ખુસાલીનું એક કીરણ પેદા કીધું. તે આસમાન તરફ મુખ કરી ગુડણમંડીએ પડયો અને મોંહોડાપરથી ટપકતાં આસું અને લોહીની ધાર વચ્ચે બાંગે બુલંદ બોલ્યો."

"નહી! નહી! નહી! સીમન લેગ્રી મારો જીવ તારો નથી. તે જીવ તો એટલા તે સાહેબનોજ છે! તેનોજ છે! તેનોજ છે! તું મારા જીવને કંઈ ઇજા કરી શકનાર નથી!"

"એમ છે?" લેગ્રી ધીક્કારથી બોલ્યો "જોઈશું! જોઇશું! અંહી આવો સેમબુ, કવીમબો, આ કુતરાને તમારી નરમ મુક્કી ઓનો સ્વાદ ચખાડો."

દેવ જેવા કદના ખવીસો તોમને સર્વ ગુલાંમોની દયા વચ્ચે ધસડી ગયા.

## પ્રકરણ ૨૧ મું.

## કેસીની કાંહાંની.



તેજ રાત્રે આશરે દશના અમલે એક અલાહેદા ઓરડામાં લોહીથી ઝઝરતો ટોમ અફસોસ કરતો પડેલો હતો. સંધું શાંત હતું. ફક્ત તેની તાસવીસનોજ અવાજ રાતની ચુપકીડીને તોડતો હતો. તેણે આંખો બંધ કીધેલી હતી; પણ નીરાધાર હાલતમાં પડેલા તે કમ નસીબ ગુલાંમને જોઈ કોઇ દયાળુ દીલ એક દયાના કાંમ માટે તેની તરફ ખેંચાયું. ટોમને બતીની રોશની જેવું કંઇ જણાયું.

"એ કોણ?" ટોમે નબળા અવાજે પુછ્યું

"ચુપ!" "ચુપ!" એક ધીમો અવાજ આવ્યો, અને તે અવાજ તોમે તુરત ઓળખ્યો.

"બાનું ફેસી" તોમ બોલ્યો. "જરા મને પાણીનો એક ગોટ આપવાની મેહેરબાંની કર! ખુદા ખાતર એક પાણીનો ગોટ!"

ફેસીએ હાથમાં પકડેલાં એક ફાંનશને જમીનપર મુકયું અને સાથે લાવેલી એક બાટલીમાંથી ટોમના મુખમાં તેમાંનું પાણી ધીરેથી રેડયું.

"ઓ બાનું તારો શું ઉપકાર માંનુ?" તોમ પોતાને કરાર થતાં બંને હાથો ઉંચા કરતાં બોલ્યો!

"ચુપ ટોમ! મને 'બાનુંના' એલકાબથી ના બોલાવ" ફેસી બોલી, "હું એક કંગાલ ગુલાંમડી—એક ખવીસના હવસનો ભોગ છું! ઓ ટોમ તું હજાર દરજજે મારેથી પવિત્ર છે!" તોમને મુંગો રેહેવાની ઇસારત કરી તેણી પાછી બાહાર ગઇ અને ચોકકસ મલમની ડાબડી તથા બીજવેલી ચાદર લાવી તોમના ધાપર મલમપટો લગાડી તેને ભીની ચાદરમાં વીટાલ્યો. ઠંડી ચાદર તોમના દીલને લાગતાંજ તેને અતિ ઘણો કરાર થયો.

તોમે તેણીનો ફરીથી ઉપકાર માન્યો. ફેસી જમીનપર બેસી ગઇ અને પોતાના ગુડણ આસપાસ હાથ નાખી ટોમને જોતી બેઠી. તેણીની ટોપી સરી પડી અને બાલોના ઝુલફાં તેણીના વિચિત્ર અને દલગીર ચેહેરાપર વિખરાઈ પડયાં.

"મારા ભોળા અને ગરીબ ભાઈ" તેણી અંતે બોલી "તારૂં કંઇ વલનાર નથી તું એક બાહાદુર પુરૂપ છે, તેમજ સત્યતા તારી તરફેણમાં છે એ ખરૂં, પણ તે છતાં સત્યતાની રાહે અંહી ચાલવું એ ફોકટના ફાંફાંછે. યાદ રાખજે કે તું એક સેતાનના હાથમાં આવી પડયો છે, અને સેતાંન ઘણો ખરો ફાવી જાય છે."

"તુંને અંહીની રીતભાત ખબર નથી— મને બરાબર ખબર છે. છેલ્લાં પાંચ વરસ થયાં એ પાપીના પગ તળે હું રગડોળાવું છું, કે જેને હું ખુદ સેતાન કરતાં વધુ ધીક્કારૂં છું."

"એ ખવીસ જો તુંને જીવતો બાળી નાખવા ઇચ્છે—તારા બદનના ટુકડા કરવા માંગે, તો તે સ્હેલથી કરી શકે; કારણ તેનાં એ કાંમ તાટે શાક્ષી જેવું કોઇ નથી. હજારો કાળાઓની સાક્ષી એક ગોરા આગળ નકાંમી છે. પણ તેમાંનો કોઇ અંહીં નથી અને જે છે તે પેલા બદમાશના નોકરો છે."

"પાંચ વરસના અરસામાં મારી નજરે જોયલા બનાવોનું ખ્યાંન સખ્ખતમાં સખત હૈયાંને મોમ બનાવી સાંભળનારના બાલે બાલ ઉભા કરવા બસ છે."

"અરે! સાંમે થવામાં કંઇ ફાયદો નથી. મારો દાખલો લે! શું હું તેની સાથે ખુશીથી રેહેવાને તૈયાર થાઉં?—હું જેણી એક વખત માબાપના લાડથી પુંજાતી હતી, જેણીએ દુન્યાના દરેક સુખો જોયાં હતાં; પણ તે તકલીદી સુખો કાંહાં છે? ગયાં! ગયાં! જેઓ પાછળ હજારગણું બદતર દુઃખોને આધીન થઈ પડી! અરે! ટોમ, મારી હકીકત સાંભળી તું તારૂં દુઃખ ભુલી જશે. માબાપથી છુટી પાડનારા ખવીસોને હાથે હજારો હાડમારી ખમી આ ખવીસને હાથ લાગી—જેણે—જેણે—જેણે—જોર જુલમથી મારૂં તન બદન અપવિત્ર કીધું."

"તે બનાવને પાંચ વરસ વહી ગયાં છે અને હમણાં હું કેવી સ્થિતિમાં છું? મને ખેતીના કાંમપર લગાડતાં મારી જગા એક નવીને

અપાઇ છે! એ નવી ઓરત ધર્માં લાગણીઓ ધરાવનાર માલમ પડે છે, કારણ તેની બંદગી કરવાની ચોપડીઓ અંહી રોજ વાંચે છે."

"હા! બંદગીની ચોપડીઓ!" તે કમનસીબ ગુલાંમડી આંખોમાંથી ખરતાં આંશુંઓ સાથ અકુદરતી રીતે હસી જે હસવાનો અવાજ તે જુના ખંડીયરના બિસ્માર ઓરડામાં કંઇ વિચિત્ર રીતે પડઘા કરી રહ્યો "આહ! પણ તેણીને ખબર નથી કે તેણી ખુદ દોજખખાનાંમાં બંદગીથી મન રીજવે છે!"

"અરે! ખુદા! ઓ કીરતાર!" ટૅામ કમકમી બોલ્યો "તેં હમોને શા માટે વીસારી દીધાં છે"

"તું જે કંગાલ કુતરાઓ માટે" કેસીએ આગલ ચલાવ્યું" ખમે હું તેઓ કોણુછે? પેહેલ્લી તકમળતાં તેમાંના દરેક જણ તારી વિરૂધ્ધ જવાને તયાર થશે. "તેઓ દરેક ક્રુર અને ધાટકી છે."

"ગરીબ અજ્ઞાનો! "ટૅામ બોલ્યો" પણ તેઓને ધાટકી ઢોર જેવાં કોણે બનાવ્યાં? માણસ જાત દુ:ખોના આજાબ તળે ધાટકી થાય તેમાં નવાઈ નહીં, પણ હું ધાટકી થતાં શીખીશ નહી. મે બધું ખોયું છે! પણ અંતે હું બેહેસ્તના દરવાજા મારી તરફ બંધ થાય તેવું કરીશ નહી. "ભલે હું મરૂં! પણ પાપ કરીશ નહી!"

"પણ તે પાપો ખુદા આપણે હીસાબે ગણશે નહીં" કેસી બોલી "તે પાપોનો બોજોતો જેઓ પાપી કામ કરવાને ફરજ પાડેછે તેઓને માથે રેહેશે."

"નહી ભલી અજ્ઞાન ઓરત! તે પાપો આપણે માથેજ નખાય. જીવ આપવો પણ પાપ કરવાને ફુસલાવનાર—ફરજ પાડનારને તાબે થવું નહી!"

"તેમ બનવું મુશકીલ છે. આયંદે તેમાં તારી હારજ થશે. ખુદાપર વિસ્વાસ રાખવામાં કાંઈ સાર નથી. એક વખતે હું ખુદાને યાદ કરતી હતી **પણ તે અહીં નથી**. આ દોજખી ધામમાં સબડતા પાપીઓની આશાઓ ધીમે ધીમે કરમાઇ જતાં લાંબી અને લાંબી નીરાસામાં તેઓને મરવા સિવાય છુટક નથી. અરે!" તેણીએ પોતાના હાથો છાતીપર મુક્યા અને જાણે કંઇ ભારી વજન ઉંચકતી હોય તેમ દમ અંદર લેતી ટોમને અચ્છી રીતે સુવાડી ત્યાંથી નીકલી ગઈ.

---

## પ્રકરણ ૨૨ મું.

### છુટકો !



ટોમને તેના સતાવનારાઓના હાથમાં મુકી આપણી જુની દોસ્ત ઍલીઝા અને તેણીના રાહબરો તરફ એકવાર ફરીથી નજર નાંખ્યે.

ઈનામની લાલચે ઍલીઝાને પકડવા પુઠે લાગેલા લુન્યનને આગળ જણાવ્યા પ્રમાણે જખમી થયલી હાલતમાં ઉપાડી લઈ જવામાં આવ્યા પછી તેને બુઢા વૉનના એક દોસ્તના ઘરમાં સંભાળથી લાવવામાં

આવ્યો, જ્યાં ઍલીઝાની ખડે પગની સારવારથી તે થોડા દીવસમાં રાજી થવા પામી ફરતો હરતો થયો.

ગુલામોનો કટ્ટો દુશમન બુન્ચન એલીઝાને માટે હવે જીવ આપવા તૈયાર થયો, અને તેણીને કેનેડા સદી સલામત પુગાડવાનું માથે લીધું. એક અંધારી રાતની ચુપકીડી વચ્ચે તે સર્વને લઇ નીકળ્યો અને ધાસ્તી ભર્યા રસ્તાઓથી દુર રેહેવાની તેની સલ્લાહો તે વખતે અતિ કિંમતી થઇ પડી.

લાંબી મુસાફરી પછી તેઓ નાહસભાગના છેલ્લા તબક્કામાં આવી પુગ્યાં.

બીજા ચોવીસ કલાકજ ફકત બ્રિટિશ સંસ્થાન કેનેડા પુગવાની ખોટી હતી.

અરે ! વિજલીક શબ્દ છુટાપણું !

અહીં આવી પુગતાં લાંબી મસલત બાદ બુન્યનની સલ્લાહથી એલીઝાએ પોતાના સુંદર બાલો કાપી નાંખી મરદનો પોષાક પેહેર્યો, જ્યારે નાના હેરીને ખોટા વાલની ટોપી પેહેડાવી નાની ભુલકી બનાવવામાં આવી.

હેરી પોતાની માતાને આ નવા લેબાશમાં જોઇ અચરતીથી વમાંસણમાં પડ્યો અને શરમાળપણે માનાના ટાટે વળગ્યો.

" આ પ્રમાણે દગલો ઓળવજે બેટા ' બુદ્ઢો વાન એલીઝાને બધાંની રમુજ વચ્ચે શીખવતાં બોલ્યો, જે રમુજમાં આપણી ચંચળ ઍલીઝાએ પણ મરદની ફાંની લાંબી લાંબી ફલંગો મારી, જમીનપર પગો અફાળી રમુજમાં માગ લીધો.

સેન્ડસકી ખાતેથી તેઓ ગાડીઓ ભાડે કરી ડકકાપર ગયાં. અને ઠગારી એલીઝા નાના હેરીને લઇ હીંમતથી બોટમાં દાખલ થઇ. દાખલ થતાં તેણીએ બે મરદોને ગુસ ગુસ કરતાં સાંભળ્યા.

ડુટકપર આવેલા સઘળાંને મે તપાસ્યાં છે, પણ કોઈ તેમાંનું જાણાતું નથી."

આ બોલનાર બુન્યનનો એક વારનો સાથી હોચકારો ગાર્ક હતો.

એલીઝા જેણી ટીકીટ ખરીદતી હતી તેણીના હાથો જરા ધ્રુજ્યા પણ ધીરજથી પાછુ ફરી જાણે કંઇ જાણુતી નહીં હોય તેમ તે વાત કરનારાઓપર નજર કરી બોટના બીજા ભાગપર ગઈ.

અંતે તેણીની મોટી ખુશાલી વચ્ચે બોટે સીસોલી મારી જેમ થતાંજ માર્કસ અને તેનો સાથી આશા ભંગ નાની બોટોમાં કુદી પડ્યા.

દહાડો અતી સુંદર હતો. એરીક સરોવરનું પાણી સુરજના તડકાના પ્રકાસમાં ઉછળતું અને ચલકતું હતું, અને કીનારાપરથી નરમ લેહેકી આવતાં સ્ટીમરે મગરૂરીથી લંગર ઉચક્યું.

" આહા ! માનવી જાતની મુઠી જેટલી છાતીમાં દુન્યા સમાયલી છે !

તે બોટના બીજા ઉતારૂઓને, મરદના પોષાક તળે ઢંકાયલી એલીઝાની છાતીમાં શું બનતું હતું તેનો કંઇ ખ્યાલ હતો ?

અંતે તે બ્રિટિશ-કીનારો—છુટાપણાની ભુમી — કેનેડાનો કીનારો સ્ટીમરમાંથી એલીઝા અને તેણીની સાથવાલાઓને દુરથી નજરે પડયો.

ભરાયલી છાતી અને આંખોમાં હરખના આંજુઓ સાથ એલીઝાએ ગોયા કોઈ જાદુઈ બંધથી બંધાઇ તે કીનારા તરફ ટીકયાજ કીધુ.

હરખના આંસુઓને ખલાસી આપી તે માહા કૃપાળુ સાહેબની બ દગી કરતી તેણી પોતાની કેબીનમાં પાછી ફરતી હતી તેટલાં પીઠ પછવાડેથી તેણીનાં કાંનોપર કંઈ અવાજ આવ્યો! "વાહાલી એલીઝા!"

એ અવાજ કોણનો? એ જાણીતો મીઠો સાદ કોણનો?

તેણી હરખભેર તે બોલનારનું મુંખ જોવા ફરી ગઇ. પણ એ-કજ નજરે તે હરખને પાછો સમાવી દીધો.

તેણીની પાસે લાંબી દહાડીવાલો કોઇ અંજાણો સખસ ઉભો હતો. પણ એક પળમાં તે દાહડીવાલો સખસ ખોટા બાલની દાહાડી, માથાપર પેહેરેલી મોગલાઇ ટોપી અને નાક પરથી બ્લુ રંગનો ચસ્મો સીફતથી દુર કરી એલીઝાની દયાવલી નજર આગળ પોતાની નવજવાંન સુરત દેખાડતો ઉભો.

"જ્યોર્જ!" એલીઝા બેભાંન જેવી થઈ જઇ એક હરખની ચીસ પાડી બોલી.

"હા!" જવાબ મલ્યો.

ઓ! તે મેલાપ!

કેનેડાના એમહસ્ટબર્ગ શેહેરમાં બોટ દાખલ થતાં, જ્યોર્જ એ-લીઝાના હાથમાં હાથ ભેરવી ઉભો. ખુશાલીની લાગણીઓથી તેનો દમ ટુંકો થયો, આંખો આગળ પાંણી ભરાઈ આવ્યાં અને એલીઝાનો ધ્રુજતો હાથ વગર બોલવે દાબ્યો.

કીનારે ઉતરતાંને વાર તેઓ સર્વ રાહદારીઓની વચ્ચે ત્યાંજ ગુંડણીએ પડયાં અને ખરાં દીલથી તે કીરતારની બંદગી કીધી.

સર્વને તેઓની કાંહાણી સમજી દયા આવી અને છુટકારા માટે મુબારકબાદી આપી.

એલીઝા, જ્યોર્જ અને હેરીના દુઃખોનો ઓ પ્રીય વાંચનાર! આજથી અંત આવેલો સમજવો.

છુટાપણાના પેહેલ્લા દહાડાની મોજનું વર્ણન કોણ કરી શકશે! પાંચે ઇંદ્રિઓની લાગણીઓ કરતાં છુટાપણાંની લાગણી શું ઉંચી નથી! ભયની ફીકર અને જાસુસી વગર જ્યાં ગમે ત્યાં જવું, ફરવું અને હરવું!

---

## પ્રકરણ ૨૩ મું.

### ખુદાપર ફીદાગીરી!

ટામના જખમો રૂઝાવા પેહેલાં ક્રુર દીલના લેગ્રીએ તેને હંમેશનાં કામ પર લગાડયો; આથી દહાડે દહાડે તેનું મજબુત બદન નખાઈ જઈ નબલું બનતું ગયું: સતાવનારાઓ તરફના અપમાન અને હલકામાં હલકાં ગંદીલાં કામની રંજ પછીથી ઘર તરફ પાછાં ફરતાં તે બંદગીની કોશેશ કરવા જતો પણ ઘણીવાર આંખોમાં તરતા ડોળાઓ અને ફરતાં મગજથી હારી ખાઇ જઇ થાકનો મારેલો બંદગી કરવા વગર સુઇ જતો.

મીશીશ શેલબી જેવી કેળવણી પાંમેલી ઓરતના હાથ નીચે ઉધરેલા ટોમના જેવો મજબુત ધાર્મીક લાગણીનો ગુલાંમ પણ

વખત જતાં ખુદાપરથી દીલ ઉઠાડવા પાંમ્યો. તેની ભેદ ભરેલી જીંદગીના તાલ કરતાં તેણે જોયું કે ખુદા મુંગા બેઠા હતા, અને સેવાંનની ફતેહ હતી; તેણે વીચાર કીધો કે ખુદાની ચાકરી બજાવવી ફોકટની છે કારણ તે કયાં તેને યાદ કરતા હતા? અને જો યાદ કરતા હોય તો તેનીપર આટલો જુલમ હરગીજ પડે નહી!

એક સાંજે તે ધર્મનું પુસ્તક કાહાડી ધણે દહાડે વાંચવા લાગો. પણ જે પોઠીના લખાંને એકવાર તેના જીગરમાં ખુદાઇ લાગણીઓ ઉસ્કેરી હતી તે પોઠી — માહાન કવી અને ધર્મ ગુરૂઓના અમ્મર બોલો ધરાવનારી — પોઠીના બોલો આ વખત તેના કંગાળ જીવપર અસર કરી શકયાં નહીં. ખુદાની હસ્તિ વિષે કંઈ શક લાવી તેણે એક નીસોસ મુકી તે ચોપડી બંધ કરી પાછી ગજવામાં મુકી દીધી. અને પીઠ પાછળથી ધીકકાર ભર્યા હસ્વાનો એક અવાજ આવતાં અને ઉંચે જોતાં લેગ્રી તેની નજરે પડયો.

"કેમ ધરમ ગુરૂ સાહેબ" તે ઠેકડી કરતાં બોલ્યો "હું ધારૂંચ કે તમારી ધરમ પોઠી તમોને મદદ કરતી જણાતી નથી."

ટોમ મુંગો બેઠો.

"અરે મુરખ!" લેગ્રી બોલ્યો "મેં તો તારૂ ભલુંજ કરવાનો ઇરાદો રાખ્યો હતો. ખેતરમાં બેગારીઓની માફક વહીતરૂં કરવા કરતાં તેઓનો ઉપરી થઇ તેઓની આળશઈ માટે તેઓને બાંધી માર મારવાનું કામ કેટલું સ્હેલ અને નજીવું છે? ટોમ હજુબી સમજ! તારા

ગજવામાંની પેલી ધર્મ પોઠી આ બળતાંમાં ફેંકી દઇ મને તારો ખુદા તરીકે માન !".

"આ સાંભળવા માટે ખુદા મને માર કરે" ટોમ એકવાર ફરી ખુદાપર ફીદા થઇ બોલ્યો.

"પણ તું જો કે ખુદા તુને મદદ કરતો નથી. જો તે મદદજ કરનાર હતે તો તુંને મારા હાથમાં આવવાજ કેમ દેતે ?"

"તે ગમે તે હોય" તોમ બોલ્યો "તે મને મદદ કરે યા નહીં તોપી હું તેણેથી મારૂં શર ફેરવનાર નથી."

"ઠીક છે!" લેગ્રી તોમપર થુકી એક લાત લગાવી ત્યાંથી ચાલી ગયો.

ખમવાની શકિતના છેક છેલ્લામાં છેલ્લા તબકકામાં જ્યારે જીવ-પર એક મજબુત ભાર આવી પડે છે, ત્યારે યાદ રાખવું પ્રીય વાંચનાર ! કે તે કચડાઈ ગયલા જીવનાં તંતુઓ જીવપર આવી તે ભારને ફેંકી દેવાને કોશીશ કરે છે; અને તેથી બને છે એમકે કચડાયલાં જીગરની કડવી લાગણીપર હીંમત વારંવાર અસાધારણ રીતે ફાવી જાય છે.

તોમના બાબમાંબી તેવુંજ બન્યું. નાસ્તિક લેગ્રીના ખુદાને ઇનકાર કરવાના કંપારી છુટાવનારા બોલોએ તેનાં કચડાયલાં જીગરની છેક સપાટી સુધી અસર કીધી. તે બેબાખરો જેવો થઈ સઘડી આગળ બેસી રહયો. અને ખુદાની સર્વથી ઉત્તમ પેદાયશેમાંની એક પેદાયશ બળતા આતસપર તેની નજર થડી રહી, જે નુરી ચીજની નુરાંનીથી તેની પર કંઇ અજબ અસર થવા લાગી.

એકાએક તેની નજર આગળ સર્વ ઝાંખું મારી ગયું, જે ઝાંખમાં કાળાસમાં તેની નજરે કાંટાઓથી સજાયલા એક પુરૂષને લોહી લુહાંન હાલતમાં જોયો.

કાંટાના પોષાકમાં છતાં—લોહીમાં ગરકાવ છતાં, તેના મુખપરની શાંતી અને શંતોષે ટૉમપર કંઇ અજબ અસર કીધી.

તે આકારની ઉંડી અને દયાજણુક આંખોએ ટૉમના જીગરમાં ખુદાઇ લાગણીઓ ઉશ્કેરી અને હાથો લંબાવી તે ગુઠણીએ પડયો

ધીમે ધીમે પેલો દેખાવ બદલાવા લાગ્યો.

કાંટાંઓની અણીઓ સુરજના કીરણો માફક પ્રકાશી રહી અને

બભુકદાર અજવાળાં વચ્ચે પેલો માદનપુરૂષ બોલતાં સંભળાયો. "જે ખુદા ખાતર ખમશે, જે તેને માહાભાન્ત દુ:ખો વચ્ચે પણ યાદ કરશે તે અંતે સુખીજ થશે—અગર આ દુન્યામાં નહી તો પેલી જહાનમાં"

ટૉમ ત્યાં કેટલો વખત પડી રહયે તેની તેને ખબર રહી નહીં. જાગી જોતાં તેણે જોયું કે તુરી આતશ બુજાઇ ગયો હતો, અને આંગપરના કપડાં દવથી ભીંજાઇ ગયા હતાં. પણ તેને જોયલા પેલા દેખાવની યાદની ખુશાલીમાં, ભુખમરો થંડી, વીપત્તી અને કંગાળપણું એ સર્વ ચીજ તેને મનથી વીસરાઇ ગયાં.

જયારે બામદાદના ઝઝકલાંએ ખેતરોમાં જવા માટે ઉંઘતાં કંગાલોને ઉઠાડયાં, ત્યારે થંડીથી થથરતા ચીકડેહાલ કંગાલોમાં એક માનવિ છાતી કાહાડી ચાલતો માલમ પડયો. કારણ તે ચાલનાર માનવિ

જે ધરતીપર ચાલતો હતો તે ધરતીનાં મજબુતપણાં કરતાંબી ખુદા તરફનો વિશ્વાશ તેના જીગરમાં મજબુત વસી રહયો હતો.

આહા! ચંડાલ લેગ્રી, તારે ગમે એટલા જુલમોનો વરસાદ ટોમપર વરસાવ! તારી તરફથી પાડવામાં આવતાં દુઃખો ફકત તે બાહાદુર પુરૂષને ખુદાના હાથમાં મુકવા ઉતાવળ કરશે!

આ વખતથી જુલમાત ખમનાર તે ગુલાંમના જીગરમાં સબુરીએ ઘર કીધું—ગોયા શાંતીએ તેનાં જીગરને પોતાનું થાંનક બનાવ્યું!

ટોમની ફેરવાયલી હાલત સર્વનાં જોવામાં આવી.

"ટૉમમાં આટલો બધો ફેરફાર કેમ?" એક સાંજે લેગ્રી અજાયબ થઈ બોલ્યો.

પણ તે સવાલ પુરો કરે તેટલાં દુરના એક ખુણાંમાંથી બંદગીના અવાજો તેણે કાંને પડયા. તપાસ કરતાં બંદગી કરનાર તરીકે ટોમ માલમ પડયો.

"એ શું ગોંગાટ!" લેગ્રી ટોમને બંદગી કરતાં અટકાવી બોલ્યો. "એકદંમ બીછાંને જા"

"હા, સાહેબ" ટોમ શાંતીથી બેશીકરે દીલે બોલ્યો.

ટોમના દેખાતાં આનંદપણાથી લેગ્રાનું બહુજ પાકી ગયું, અને ગુસ્સાના ભવાં ચહડાવી તેને લાત મુકકીથી ગુંદી નાંખ્યો.

"નાચીજ કુતરા!" તે દાંત પીસી બોલ્યો "હવેથી હું જોઉંચ કે તું કેમ ખુશાલીમાં ફરેચ."

પણ લાત મુકકીનો ચટકો આગળની માંફક તે ગુલાંમના જીગરમાં લાગો નહીં. ટોમ બહુજ નમનતાઇથી દુઃખની જરાપણ તાસવીસ વગર ગંભીર ચેહેરે ઉભો, અને સીમન લેગ્રી પોતાથી એ વાત છુપાવી નહીં શકયો કે તેણે કંઇ નહીં તો એક ગુલાંમ પરથી પોતાનો કાબુ ખોહયો હતો, અને તેનું કારણ તે સ્હેલથી જાંણી શકયો, અને તે કારણ એજ હતું કે તેની અને ટોમની વચ્ચે તે કીરતાર હતો.

* * * * * *

"ટૉમ!"

અવાજ કેસીનો હતો

"કોણ કેસી?" ટોમે પુછયું.

"હા" કેસી બોલી "મારે તારી સાથ એક ચોકકસ બાબદપર વાત કરવી છે. ખરૂં કહે ટૉમ કે તું શું છુટાપણું પસંદ કરતો નથી? મેં નાહાસવાની સઘળી ગોઠવણ કરી રાખી છે. ટોમ તું મારી અને એમીલાઇનની સાથ કરી આ પાપી ધાંમમાંથી નીકળી જશે?"

"નહી! નહી!" ટૉમ બોલ્યો "હું અહીંથી નાસી જઇ ખુદા સાંમે પાપ કરીશ નહીં. હું કોઇપણ ખોટું કાંમ કરવા રાજી નથી. તે છતાં તું અને એમીલાઇન જો નાહસી જાઓ તો હું તેમાં કાંઈ ઘણું ખોટું જોતો નથી. જાઓ—પણ હા! તમો કેવી રીતે છટકવા પાંમશો?

"જો સાંભળ ટૉમ" કેસી ટોમના ખભાંપર હાથ મુકી બોલી

"પાંચ પાંચ વરસ થયાં હું અહીંથી નાહસી જવાની કોઇ યુકિત શોધવાની પેરવીમાં છું જેમાં ફકત આજેજ હું ફતેહ પાંમીશું.

"આશરે ત્રણ વરસની વાતપર આ મકાંનનાં કાતરીયાંપર ધાટકી લેગ્રીએ એક ગુલાંમ-ઓરતને બાંધી મારતાં તેણીનું મરણ નીપજાવ્યું હતું. ખુનના તે દીવસથી તે જગા બંધ કરી લીધાંમાં આવી છે, કારણ તે ઓરતનો ભુત કાતરીયાંપર વસે છે એવો વેહેમ અત્રેના સર્વ લોકને—"

પણ કેસી પોતાની ગોઠવણ ટોમ આગળ સંપુર્ણ રજુ કરે તેટલાં લેગ્રીનો સંસારો સમજતાં તેઓ જુદાં પડી ગયાં. પણ ટોમની એટલી-તો ખાત્રી થઇકે વખત જતાં એમીલાઈન અને કેસીના નામની બુમ પડવાનીજ!

કેસીનો આરામ લેવાનો ઓરડો ઉપર જણાવેલાં કાતરીયાંની બરાબર નીચે હતો. એક દીવસે લેગ્રીની રજા વગર કેસીએ નોકર ગુલાંમોને પોતાનો ઓરડો ખાલી કરવાંનો હુકમ આપ્યો, જે કાંમનાં અરસામાં લેગ્રી આવી પુગતાં તેણે કેસી પાસથી ઓરડો ખાલી કરવાનું કારણ જાણવા માંગ્યું.

"હમણાં હમણાં મને આએ જગાપર ઉંઘ આવતી નથી" કેસીએ પાખંડ ચલાવ્યાં "કાતરીઆંપરથી મધરાતને સુમારે કોઇ ઓરતની દરાંમણી ચીચારીઓ હવેતોબા મારેથી સંભળાતી નથી"

પાપી અને હીચકારો લેગ્રી ધભરાટમાં પડયો. પ્રીય વાંચનાર! તારે

સદા યાદ રાખવું કે ખુદાઇ ફરમાંનોથી ઉલટા ચાલનાર નાસ્તિકો હમેશાં વેહેમી હોય છે.

કેસીએ પોતાના બોલોની અસર જોઇ લીધી અને તે દીવસથી દર ટકે એ વાત છેડી લેગ્રીને હમતાવી મેલવા લાગી.

પોતાના બોલવાને વધુ ટેકો આપવા ખાતર કાતરીયાપર ચહડી છાપરાંનાં એક બાકાંમાં ભાંગેલી બાટલીનું ડોકું તેણીએ એવી સીફતથી ગોઠવ્યું કે ર્હેજ પણ પવન આવતાં ઓરતની ચીસોને મલતો ચોકઠસ અવાજ ધરના તે ભાગમાં રાતની વેળાએ ફેળાઈ રેહેતો.

લેગ્રીએ સર્વ ગુલાંમોને તાકીદ કીધી કે તે ભાગમાં કોઇએ પણ ફરકવું નહીં.

ગુલાંમોના આવજાવની નડતળ દુર થતાં કેસીએ હવે પોતાની ગોઠવણો પુર છુટથી કરવા માંડી. મહીનાઓ સુધી ચાલે એટલો ખુ-ફકો ખોરાક, કપડાં અને જીંદગીના ખપની સર્વ ચીજ તેણી આસ્તે આસ્તે તે કાતરીયાંપર સીંચવા લાગી અને સઘલી ચીજની તૈયારી બાદ એક દીવસ લાગ જોઇ એમીલાઇનની સાથે કાતરીયાંમાં દાખલ થઈ અંદરથી દરવાજા બંધ કીધાં.

અરધા કલાકમાં તેઓના ગુમ થવાની વાતની બુમ પડી રહી અને લેગ્રી છેડાયલા સિંહની માફક, તેનાં ધારવા પ્રમાણે, નાહાસ્તી ગુલાંમડીની પુઠ પકડવા માટે, સેમ્બો, કીમ્બો, ગુલાંમો, અને શીકારી કુતરાઓ લઇ દુંબાલે નીકલ્યો.

"બંદુકની ગોળીઓથી તેઓને ઠાર કરયે કે કેમ?" સેમ્બોએ દયાળુ ધણીનું મત પુછ્યું.

"કેસીથી હું કંટાળી ગયો છું, વાસ્તે ગુલાંમોપર દાખલો બેસાડવા માટે જો તેને ઠાર કરવામાં આવે તો હું વાંધો લેનાર નથી. પણ પેલી એમીલાઇનના એક બાલને પણ ઇજા કરનારને હું મોટી શિક્ષા કરીશ."

પણ કલાકોની જેહેમત મીથ્યા ગઇ.

આંની તરફ આંખુ ઘર ખાલી જોતાં કેસી છુપાવાની જગાએથી નીચે આવી અને પોતા પાસની કુંચીઓની મદદે લેગ્રીની તીજોરી ઉઘાડી નોટના બંડલો કાહાડી લઇ એમીલાઇન પાસે પાછી આવી. તેમ કરવાનાં કારણમાં તેણીએ એમીલાઇનને જણાવ્યુ કે નાંણાંની મદદથી તેઓ સ્હેલાઇથી નાહાસ્વા પાંમશે.

થાકથી હાંફતો, હારથી જળતો, અને ગુસ્સાથી ધ્રુજતો લેગ્રી મોડી રાત્રે બીછાંને ગયો.

મધરાતને સમય નવરૂં જોઇ કેસી અને એમીલાઇન છુપાવાની એ જગાએથી બાહર પડયાં અને સહવાર પડતાં સલાંમતી ભરી જગાએ આવી પુગી, ભરેલી ઠેલીની મદદે અંતે છુટાંપણાંના સંસ્થાન કેનેડામાં જઇ પુગાં.

# પ્રકરણ ૨૪ મું.

## છેલ્લી કુચ !

"કવિમ્બો" સહવારના ઉઠતાંને વાર લેગ્રીએ એક બરાડ મારી. "જા! અને પેલા ટૉમને અંહીં લઈ આવ, તે નાપાકેજ મારી બે ગુલાંમડીઓને નહસાડી મુકી છે"

ટૉમે તે સંધેસો ધપકતાં જીગરે સાંભળયો, અને તેને કેવા સંજોગો વચ્ચે અને કેવી જાતના ખવીસ સાથે કાંમ લેવાનું હતું તે તે બરાબર જાણતો હતો.

"ખુદા તારા હાથમાં હું મારો જાંન સોંપુંછું" તે ગુઠણીએ પડી બબડયો.

"તું જો તો ખરો કે ગુલાંમડીઓને નહસાડી મુકવાના ફલો તુને કેવાં ચાખવા પડશે તે" કવિમ્બો ખડતલ હાથોવરી ટૉમને ઘસડતાં બોલ્યો.

પણ તે જંગલીના બોલો ટામને કાંને પડયા નહીં. તેઓને બદલે કંઈ ફીરેસ્તાઇ શબ્દો તેને સંભળાવા લાગ્યા. "જેઓ તનનું ખુન કરેછે તેઓથી બીહીવું નહીં, કારણ તેવાઓ જીવને હાંણી પુગાડી શકતા નથી" અને જાણે ખુદાની પવિત્ર આંગલી તેના દીલને લાગી હોય

તેમ તે ગરીબ પુરૂષના બદંનના હાડકાંઓ આ બોલોથી ફડકવા લાગ્યાં અને તેને તેના એકજ જીવમાં હજારો જીવો જેટલું જોર માલમ પડયું !"

"ટૉમ" લેગ્રા તેને ગલચીમાંથી પકડી ચીચવાઈ બોલો. તેની આંખોમાં ખુંન હતું "તું જાંણકે આજે તારો જીવ લેવાનો મેં ઠરાવ કીધોછે."

"જેવી મરજી સાહેબ", ટામ ધીમેથી બોલો.

"હા મેં પકકો ઠરાવ કીધોછે" લેગ્રી બોલ્યો "બોલ જોઉં, પેલી ગુલાંમડીઓ કેવી રીતે અહીંથી નાશી જવા પાંમી છે ?" ટામ મુંગો ઉભો "તું સાંભળે કે નહી ? "લેગ્રો પગ અફાલી બાંગ મારી બોલ્યો "બોલ !"

"સાહેબને મારે કંઈ કેહેવું નથી" ટામ ધીરજ અને થશાવ થી બોલ્યો.

"કાળાં મુખના ખવીસ" લેગ્રીએ એક સખત મુકકી લગાવી. "તું શું એવું કેહેવાની હીંમત કરેચ કે તું એ વાત જાણુતો નથી ?"

"હું થોડું ઘણું જાણુંછું" ટામ બોલ્યો "પણ તે હું કહી શકતો નથી. મરવાને હું તૈયાર છું."

લેગ્રીએ એક કુદકો મારી ટામને જમીનપર નાંખ્યો.

* * * * *

ખુનખાર કરમોનાં બ્યાંન આપણા કાંન અને જીગરને કમકમાવ-

નારાં છે, એક માણુસ જે ખુનખાર કરમ અમલમાં મેલે છે, તેનું બ્યાંન બીજાને સાંભળાવાને વટીક કમકમે છે, માટે લેગ્રીના ઘોર કરતુકનું બારીક બ્યાંન અત્રે આપવાની હમારી મરજી નથી.

"પુરો થયલો લાગેછે" કવિમ્બો લેગ્રીના ભોગની સબુરી જોઈ દયાનો રહેજ અંસ લાવી બોલ્યો.

"ફટકાવ! ફટકાવ!" ખુનપર આવેલો લેગ્રી કવિમ્બોની ગલચી પકડી બોલ્યો. "એના હાડકાંનો ચુરો કર!"

ટામે આંખો ઉગાડી લેગ્રી તરફ જોયું "અજ્ઞાન, અનઘડ, નાસ્તિક પુરૂષ" તે બોલ્યો. "વધુ આજાબ હવે તુ મારી પર પાડી શકનાર નથી. મારાં લોહીમાં હાથ બોળવા છતાં હું તુંને માફ કરૂં છું." અને તે તદ્દન બેસુધ્ધ થઇ ટુટી પડયો.

લેગ્રી ત્યાંથી જતો રહયો.

ટામના અદભુત અને પવિત્ર બોલોએ સેમ્બો અને કવિમ્બો જેવા અજ્ઞાન જંગલીઓના જીગરમાં પણ અસર કીધી. લેગ્રીની પીઠ ફરતાં તેવો એકમેકના કાંનપર પડી ગુસ ગુસ કરવા લાગ્યા.

"આપણે ઘણું ખોટુ કાંમ કીધું" સેમ્બો બોલ્યો "આપણુને એ કાંમનો જવાબ નહીં આપવો પડે તો સારૂ!"

મારાં ખુનનો જવાબ તમારા શેઠ સીમન લેગ્રીને આપવો પડશે', ટામ રહેજ હુશીઆરીમાં આવી બોલ્યો "મારી તરફની મારી પછી ખુદા તમોને માફ કરશે"

"ખુદા? ખુદા કોણ છે તે હમોને સમજાવ?" બને જંગલીઓએ તોમને પુછ્યું

તે બોલોએ જુદાઈ જતા—જુદાં પડતાં જીવને એકવાર પાછો સજીવન કીધો.

થોડાક બોલોગાં—ભાંગી ટુટી જબાનમાં—તે કીરતારની કરામત અને તે સાહેબની ગેબી શકિતઓનું તેણે વિવેચન કીધું. જ્યારે સાંભળનારાઓ રડવા પડયા—બંને જંગલીઓ!

"આપણને શા માટે ખુદાથી અંજાણ રાખવામાં આવ્યા" સેમ્બો કગલી બોલ્યો "ઓ ખુદા હમોને માફ કર!"

"આમીન!" ટોમે મરતાં મરતાં પડઘા કીધો.

અને આ પ્રમાણે ટોમ જેવો એક અદના ગુલામ પણ ખુદાપર વિશ્વાસ રાખી, છેલ્લી ઘડીએ બે જંગલી જીગરોમા તે કીરતારની ભક્તિનો સંસ્કાર નાખી ગુજર પાંમ્યો, જેને માટે ખચ્ચીત કેહેવાઇ શકાય કે **બેહસ્તનાં દરવાજા વગર અચકવે ખુલ્લા મેલાયા હશે.**



# અરે ત્યારે એમ ભસી મરની!

(શેઠ અને બાઈ રાતના જમવા બેઠાં છે.)

"ગુલી, હમણાં ભાણું કાવલોજ રાંધેછ કે ?"

"ઓ વાય! કાવસો નહી તો બીજો કોણ મુવો રાંધવા આવતો'તો ?"

"એને હમણા'વરી કાંઇ અજબ લાહરો આયોછ. તું જ જોની ગુલી, અગાઉ તો એ પેટમાં ઉબક આવે તેવું રાંધતો'તો. ટેબલપર એ ખાવાનું લાવે કે તે જોતાં ને વાર મારા પેટમાં કાંઈ ચુંથાઇ આવતું'તું. હવે તો ભાણું જરા મોહના ગમગી કરવા ગમેછ. સાંજના મારે વાસ્તે એ આજે ચાહે કરી લાયો તેગી મેં હોંસે હોંસે પીધી."

"હા, એમ છે ખરૂં. કોણુ જાણે એને વરી શું ધખારો આયોછ? જરા બોલાવીને પુછી જુઓની."

શેઠે હાંક મારી, "કાવલા! કાવલા!"

કાવસો—(આવીને) શેઠ, મને બોલાવ્યો ?

"બચ્ચા, બે ચાર દહાડા થયા તું એમ એકદમ ખીલી ગયોછ તેનું કારણ શું? મને ને બાઇને આજની મરઘીનો સ્વાદ ઘણોજ ગમેછ. આએ બુમલાના પાટીયાનો સોહરમ બધો નાકમાં ચાલી જાયછ. બચ્ચા, વેલાતી દારૂબારૂ અંદર નાખેછ કે શું?"

"નહીરે સાહેબ, વેલાતી દારૂ કાંહ નાખવા જાઉં? **એ તો અંદર હારવરનો મસાલો નાખેસો."**

"વાહ, મજાનો મસાલો છે. કાંહ, પેલી ધોબીતળાવ દુકાન છે ત્યાંથી લાયો કે?"

"હાજી."

"ને ચાહે?—ચાહેમાંબી હારવરનો મસાલો નાખી મરેછ કે?"

"એમ શું બોલોછ, સાહેબ? સુકી ચાહેનું એક પરીકુંબી આજે હારવરને ત્યાંથીજ લઈ આવેસો."

"ત્યારે એમ ભસીમરની! હું તેજ જોઉંછ કે એવી સરસ ચાહે કેમ થાયછ? ખરેખર ગુલી, હારવરની ચાહેની તો બધા તારીફ કરેછ. જો કાવલા, મસાલો ને ચાહે બસ હવેથી હારવરને ત્યાંથીજ લાવજે. સમજ્યો કે?"

"હાજી, ત્યાંથી લાવા. **હારવરનો** ભાવબી ઘણોજ સસતો છે, સાહેબ."

આ જમાનાની નવાઈ.

# ફોનોગ્રાફ તથા ગ્રેફોફોન.



એ ફોનોગ્રાફમાં જેઓ કંઈ બોલ્યે, ગાઈયે અથવા વગાડયે તે પાછું આબેહુબ તેવાજ અવાજમાં સંભળાય છે. આપણાં નાનાં ભુલકાં પોતાની મધુર અને રમુજી ભાષામાં જે બોલે તે, તેમજ આપણા બુજરગોની શીખામણ, અવાજ ઈ૦ વંશપરંપરા ખુદ તેમનાજ સાદમાં એમાં જાળવી રાખી શકાય છે અને જ્યારે મરજી પડે ત્યારે તે પાછાં સાંભળી શકાય છે.

એ ફોનોગ્રાફ તથા ગ્રેફોફોન મુંબઈવાળા **મીટ શેરીયાર અસપંદીઆર** ખુદ પોતે અમેરીકાથી લાવ્યા છે, અને તેથી આખી મુંબઈમાં સર્વેથી સસ્તા વેચે છે. ઇવીનીંગ પાર્ટી, લગનસરા ઇ૦ માં એ ઘણુંજ આવકારદાયક રમુજનું સાધન છે. એડીસનના મોટા "એમ" ફોનોગ્રાફ, હોમ ફોનોગ્રાફ, તથા મોટા ગ્રેફોફોન વગેરેનું કેટલગ મંગાવ્યાથી તુરત મોકલવામાં આવશે.

**રાગ તથા સર્વે સામાન**

**સાથે કંપલીટ રૂ ૭૫**

**શેરીયાર અસપંદીઆર, કાલબાદેવી રોડ, મુંબઈ.**

અમેરીકન બાઇસીકલો ઘણાંજ કીફાયત ભાવે વેચાય છે.

# પોરેચાની કુપની.

ઠેકાણું કોટ બજાંરગેટ. સ્ટ્રીટ મી૦ એસ. બી. મોદીની જોડમાં

આજે અનાજ જેવી ખોરાકીની ચીજ, જે માણસ જાતની તનદરોસ્તીની બાબદ સાથે મોટી અગત ધરાવે છે, તેવી ચીજમાં પણ નફો મેળવવાની લાલચે, અનાજ વેચનારાઓ વગર અચકાવે ભેલસેલ કરે છે. આ જાતની મુંબાઈની પ્રજાની મોટી અગવડ દુર કરવા વાશતે હમોએ તદન વગર ભેલસેલનો ચોખ્ખો અનાજ વેચવાનું ખાતુ ઉપલે ઠેકાણે ઉધાડયું છે.

જ્યાંથી ક્લીયાણી ભીમડીના શરવે જાતના સરસ ચોખા સુરતી તુવર-દાર-થાણેની-પટણી-ધઉ-વગેરે શરવે જાતના અનાજ તથા ઘોડાઓ માટે ભરડેલા, તેમજ આખ્ખા ચણા, જવ, ઓટ, ભુસું, વગેરે કીફાયત ભાવે મલી શકશે. હમારે ત્યાં છેટરાવાની કે માલની જાતમા ફેર પડવાની કોઈએ ધાશ્તી રાખવી નહી. હમોએ એકજ ભાવ રાખ્યો છે. કાર્ડ લખ્યાથી મુબાઈનાકોઈબી લત્તામાં યા બહારગામ માલ તરતજ પોહોચતો કરી આપીશું.

# મોતીરામ બાળકૃષ્ણ ડ્રેશમેકર.

## ખરીદનારાઓને સારીતક.

## ફેન્સી ડ્રેસ.



સરવે સદ ગૃહસ્થોને તેમજ પારસી બાનુંઓને આ જાહેર ખબરથી જણાવ- વામાં આવેછે કે અમારી દુકાને જાત જાતનું કાપડ તથા ફેન્સીડ્રેસો છોકરા- ઓનાં સેલર સુટ, બેલ્ટસુટ, છોકરાં- ઓના ફ્રાકસ પેટીકોટ પોલકા તથા બચાઓની ઝુલ અને જાત જાતની ફેન્સીટોપીઓ વગેરે માંલ હમારે દુકાને તઇયાર મળસે.

હીંદુસ્થાનના* અનુભવી કારીગરો પાસે અમારી દેખરેખ નીચે તઇયાર કરેલો માલ વેચવામાં આવેછે. જેવોકે ઝીક, ચલક, ટીકી, કાંગરી, સોનેરી તથા રૂપેરી ભરત કામ કોટ, પાટલુન, પોલકા, જાતજાતની ટોપીઓ, સાડીની તથા પોલકાની કોરો ઓરડરથી વા તઈયાર મળસે. હમારી કારીગરીની વખાણ અમે જાતે કરવા કરતાં એકવાર અમારી દુકાનસાથે કામ પાડી જોવાની સરવે સદ ગૃહસ્થોને તેમજ પારસી બાનુઓને વીનંતી કરેવામાં આવેછે.

ઉપર લખેલો માલ માપ અને ઉમરલખી મોકલવાથી બાહેર ગાંમવાલા સાહેબોને મોકલી આપવામાં આવશે.

શરનામું—મોતીરામ બાળકૃષ્ણ ડરેસમેકર. ના૧૭ પરેલ ટંકરોડ-મુંબઇ,

# હીરા, માણેક અને મોતી તથા ગામઠી સોનાના દાગીનાની દુકાન.



## એકવાર ભેટ લઇ ખાત્રી કરો?

મનપસંદ જુવેલરી

દિલપસંદ બનાવટના દાગીનાઓ.

અમારી દુકાને પારસી ટેસટના, નવી ફેશનના, ખરા ગામઠીસોનામાં બનાવેલા દાગીનાઓ, જેવા કે હીરા, માણેક અને મોતીઓથી જડેલી બ્રેસલેટો, તથા સતાણુનાં અને ગીનીના સોનાની બનાવેલી સેલ્ફ કલોઝીંગ એટલે પોતાની મેળે ઉઘાડ બંધ થાય એવી યાને સ્પ્રીંગની બ્રેસલેટો વેલાતની માફક બનાવી આપયે છીયે તેમજ વેલાતથી મંગાવી પણ આપયે છીયે. ગળાંમાં પહેરવાની સોના, મોતી તેમજ હીરાની નેકલેસો, સોનાની બાંગડીઓ, લાકીટો તથા કાનમાં પહેરવાની બુટીઓ અને એરીંગો, જાત જાતની વીટીઓ, ઘડીઆળોના છેડાઓ, બરૂચો, કફ કોલરના બટનો, ચશ્માની સોનાની ફ્રેમો વેલાતના જેવી તઇયાર તેમજ વરદી મુજબ થોડા વખતમાં બનાવી આપવામાં આવશે.

દાગીનાની બનાવટ તથા સફાઈ વેલાતની બરાબર આવે છે. દાગીનાની ફેશન જોવા માટે ખાસ સોનાના નમુના રાખયા છે અને પકે પાયે ગોઠવણ કરી છે કે એકજ ટાઇમે બનાવી આપવામાં આવશે. દેશાવરનાં ઘરાકોને વેલયુપેએબલથી મોકલીશું. મજુરીના ભાવ અગાઉ કરતાં કમતી રાખયા છે માટે અમારી દુકાને એકવાર આવી ખાતરી કરવી.

**સોની કાનજી તથા દેવજી માલજી, જુવેલર.**

ઠેકાણું—બાહેરકોટ અબદુલ રહેમાન સ્ટ્રીટ મુંબઇ,

# Pallonjee Heerjibhoy & Sons.

*Manufacturers of Ærated Waters*

**71, MEDOWS STREET, FORT, BOMBAY.**

MESSRS PALLONJEE HIRJEEBHOY & SONS beg most respectfully to announce to the General Public of Bombay that they manu facture under an experienced and skilfull Manager of long standing all sorts of superior Ærated and Mineral waters

They also beg to assure the Public that the waters they make are of the Highest Prsssure and manufacture from the purest filtered waters. For purity and pressure they stand unrivelled. The ingredients used therein are of the best Makers: Al- waters manufactured are not liable to spoil in taste, for a considerable time

Their rates are very moderate, and the quality can be compared with any of the First Class Manufacturers in Bombay. Liberal discounts will be allowed to Hotels, Clubs. Messes, Wedding and other Parties taking large quantities.

In soliciting patronage and trial orders (they beg to quote the following price list for the same.

P. T. O,

# PRICE LIST.



| | | As. | p. |
|---|---|---|---|
| **Soda Water** ... | *of very high preasure......* | 0 | 6 |
| **Lemonade** ... | *most delicious & flavoury.* | 0 | 6 |
| **Potash Water** | *of pure carb, of Potash 6 gr...* | 0 | 9 |
| **Lithia Water** | *of pure carb. of Lithia 7 gr...* | 0 | 9 |
| **Tonic** ... ... | *a speciality* ... ... | 0 | 9 |
| **Gingerade** ... | *finest aromatic* ... ... | 0 | 9 |
| **Gingerale** ... | *(Belfast), Sparkling* ... | 0 | 9 |
| **Raspberryade** | *guaranteed* ... | 0 | 9 |
| **Orange Champagne** | *to be made* ... | 0 | 9 |
| **Raspberry Champagne** | *from the* ... | 0 | 9 |
| **Pineapple Champagne** | *pure fruit.* ... | 0 | 9 |
| **Empty Cork Bottles** | ... ... ... | 2 | 0 |
| **Pick me up Ball** | ... ... ... | 0 | 12 |

## સિતમે સાઇબિરિઆ.

—૦○૦—

### લખનાર—મેહેરવાંન બેજનજી ઘડીઆલી

તે

### ગુલાંમી બાઝારના કર્તા,

ઝમકદાર ભાષામાં લખાયલી આ અતિ રશીલી વાર્તામાં નીચલી બાબદો રામાવી છે.

પીતા તરફની ફીદાગીરી ખાતર કએ યાહુદન અબલાએ ખમેલાં સંકટોનો ચાનક આપનારો હેવાલ!

રૂશીઆ દેશમાં ચાલતા અંધેર કારભારનો એક ચીતાર!

દેશ નીકાલ થયલા કેદીઓની સાઇબિરિઆ તરફની કુચ વખતના દયામણા દેખાવોનુ અતિ ગમખાર બયાંન.

રૂશયન ખ્રિસ્ટીઓએ પોતાના દીન-દુશમન યાહુદીઓ સામે જગાવેલાં હુલ્લડ વેલા એક બુઝોર્ગ યાહુદીએ બતાવેલી તારીફ લાયક હીંમતની નોંધ.

તેની તપાસ!

ઇનસાફનો નમુનો! એક ઓરતનો કીનો!

સાચ્ચો નિર્દોષ પ્યાર

અને

દયાલુ ઇંગ્રેજ સરકારના અમલ સાથ બીજા રાજ્યના કારોબારનો મુકાબલો વીગેરે વીગેરે.

સર્વ આબરૂદાર બુક સેલરોને ત્યાંથી અને કર્તા **પાસેથી** નં૦ ૩૦ એસપલેનેડ રોડ, ત્રીચર બીલડીંગસમાંથી મળશે. **કીંમત રૂ. ૧.**

---